# પક્ષીઓનો પ્રદેશ




પરી કથાઓ : બાલ વાર્તાઓ

# સુમતિ નાગરદાસ પટેલ
# અને નાગરદાસ ઇ. પટેલ
## નાં બાલસાહિત્યનાં પુસ્તકો

*

| | |
|---|---|
| અમારી વાર્તાઓ . . . . . . | ૦—૮—૦ |
| અમારી બીજી વાર્તાઓ . . . . . | ૦—૮—૦ |
| અમારી ત્રીજી વાર્તાઓ . . . . . | ૦-૧૨-૦ |
| અમારી વાર્તાઓ : ત્રણે સંગ્રહસાથે : પાકુ પુંઠું . | ૨—૦—૦ |
| અજીત . . . . . . . | ૦—૧—૦ |

## હવે પછી

બાલ વિનોદ : બાલવાર્તાઓનો સંગ્રહ

રતનીયો : એક વાંદરાનાં પરાક્રમો

બાળકોનું સ્વર્ગ : ચાંદા સૂરજની વાર્તાઓ

*

# નાગરદાસ ઈ. પટેલ
## નાં પુસ્તકો

*

| | |
|---|---|
| શશિકલા : પ્રેમકથા ને કાવ્ય . . . . | ૨—૦—૦ |
| નવવલ્લરી : અલંકાર શાસ્ત્ર . . . . . | ૨—૮—૦ |
| સફેદ ઠગ : રસિક નવલ કથા . . . . | ૪—૮—૦ |
| જયંતનાં અદ્ભૂત પરાક્રમો . . . . . | ૨—૮—૦ |
| જયંતનાં જબ્બર સાહસો . . . . . | ૪—૦—૦ |
| કાળને કિનારે : નવલ કથા . . . . . | ૨—૮—૦ |
| પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો . . . . | ૨—૦—૦ |
| વ્યોમ વિહાર : કાવ્ય સંગ્રહ . . . . . | ૧—૦—૦ |

*



ઉંદરોનો રાજા બોલ્યો : ' મહારાજા સાહેબ ! આપ નામદારને એક વિનંતિ કરવાની છે.'

[ જુઓ પાન : ૧૦

# પરીઓનો પ્રદેશ

## બાલવાર્તાઓ

:: અને ::

## પરીકથાઓ

: : લખનાર : :
સુમતિ નાગરદાસ પટેલ
નાગરદાસ ઇ. પટેલ

: : પ્રકાશક : :
પુંજાલાલ ભગવાન પારેખ
: : વઢવાણ સીટી : :

બે રૂપીઆ

# પરિચય

*

આમારી વાર્તાઓના એક પછી એક ત્રણ સંગ્રહો બાળકોને ખુબ પસંદ પડયા પછી 'પરીઓનો પ્રદેશ' પ્રકટ કરવા અમે પ્રેરાયાં છીએ.

દુનિયાના દરેક સાહિત્યમાં બાલવાર્તાઓ અને પરીકથાઓ છે. જનમનરંજન કરવાની તેમની શક્તિ અજબ છે.

પરી શબ્દ ઉર્દુ સાહિત્યની આયાત હોવા છતાં આપણે ત્યાં રૂઢ થતો જાય છે. આપણી અપ્સરાઓ એ પરીઓ જ છે.

આ સંગ્રહમાં એકલી પરીકથાઓ નથી. કેટલીક બાલવાર્તાઓ પણ આપી છે. ગુજરાતની કંઠસ્થ વાર્તાઓ ઉપરાંત તિબેટ, ચીન, કોકેશીઆન પ્રદેશ અને યુરોપના જુદા જુદા દેશોના સાહિત્ય ઉપરથી આપણા દેશને અનુકૂળ રંગરૂપમાં કેટલીક વાતો રજુ

કરી છે. એમાંની થોડીક તો અત્યાર અગાઉ અન્યત્ર પ્રકટ પણ થઇ ચૂકી છે અને અનેક બાલમિત્રોનો ચાહ મેળવી ચૂકી છે.

બાળકોને પસંદ પડે અને તેમની કલ્પનાને ઝેબ આપે એવાં ચિત્રો સાથે અમારા વાર્તાસંગ્રહો બનતા સુધી પ્રકટ થાય છે તે મુજબ આ સંગ્રહને પણ ભાઇ જગમોહન મીસ્ત્રીનાં સુંદર ચિત્રોથી શણગાર્યો છે.

મલાડ — સુમતિ નાગરદાસ પટેલ
૧:૬:૩૦ — નાગરદાસ ઇ. પટેલ

# અનુક્રમ

*

# પરીઓનો પ્રદેશ



'અરે ભલા ભગવાન! રોજ રોજ કેસરી દૂધનો કટોરો દેતાં દેતાં રાચરચીલું ને વાડી વજીફાએ વેચ્યા! અન્ન ને દાંતને ય હવે વેર થવા વારો આવશે જો આ ઘર વેચી દઈએ તો! પણ બાપુએ એની ના પાડી છે!'

ઉજેણીનગરી ઉજમસિંહ ઠાકોર મહા દુઃખને દરીએ ડુબી ગયો હતો અને ઉજડ ઘરને કઠેરે ઉભો ઉભો ઉપરના વિચાર કરતો હતો.

બાપે એને મરતી વખતે એકજ આજ્ઞા કરી હતી.

'સવાપાંચ શેર દૂધનો સવાપાશેર કેસર નાખીને ઉકાળીને તૈઆર કરેલો સુંદર કટોરો રોજ સાંજે જઈને

અગાશીમાં રાખી આવવો.'

ઉજમસિંહે બાપની આજ્ઞા આજ સુધી બોલેબોલ પાળી હતી. એ પાળવા પાછળ થતા અનહદ ખર્ચને પહોંચી વળવા તેણે રાચરચીલુ ને વાડી વજીફા વેચ્યા હતા. રહ્યું હતું માત્ર એક ઘર અને તે વેચવાની એને એના બાપે મરતી વખતે મના કરી હતી.

'પણ એ દૂધ કયાં જતું હશે? એ કોણ પી જતું હશે?' એના મનમાં વિચાર આવ્યો 'આજે એ જ જોઇ લેઉં. ખબર તો પડે!'

રાતના વખતે એ અગાસીની એક બાજુ અંધારામાં છૂપાઇ રહ્યો. કાળી અમાસની અંધારી રાત.

મધરાતનો સમો થયો છે. આકાશમાં ઝીણો ઝબુકો થયો અને એક પરી ઉતરી આવી. એના તેજથી અગાશી ઝળાં ઝળાં થઇ રહી. એણે દૂધનો કટોરો ઉપાડયો અને ઉજમસિંહને એક બાજુએ લપાઇને બેઠેલો જોઇ તેના પર દૂધની અંજલિ ફેંકી.

અને એક અજબ ચમત્કાર થયો. ઉજમસિંહને પાંખો ફૂટી. પરી પાછળ એ પણ ઉડયો.

આગળ પરી ને પાછળ ઉજમસિંહ.

ઉડતાં ઉડતાં પહોંચ્યો એ પરીઓના પ્રદેશમાં.

પરીએ જઇને કેસરી દૂધનો કટોરો પોતાની રાણીને આપ્યો.

ઉજમસિંહ રાણીને કોણ જાણે કેમ પણ સ્વાભાવિક જ નમ્યો.

રાણીએ એને આવકાર અને આશિષ આપતાં કહ્યું: 'ભલે આવ્યો દિકરા! હું વર્ષો થયાં તારી વાટ જોતી હતી. તારી માતાના મરણ પછી મ્હેં જ તારા પિતાજી સાથે લગ્ન કર્યું હતું અને એમણે તારી પરીક્ષા કરવા ખાતર દૂધનો કટોરો રોજ અગાશીમાં મૂકવાનું કહ્યું હતું.'

એમ કહીને એ એને જોડેના એક ખંડમાં લઇ ગઇ. એ આખા યે ખંડમાં સોનાની સેંકડો સરખા આકારની પાટો પડી હતી તે બતાવતી તે બોલી: 'આ તેં મોકલાવેલું દૂધ. એ આખો યે ધનભંડાર તારો છે. એ સોનાના મૂલનું ને રંગનું કેસરી દૂધ તારી સપૂતાઇને પ્રતાપે સોનું થઈ ગયું છે.'

ઉજમસિંહના હરખ અને આશ્ચર્યની અવધિ આવી.

' અરે ભલા ભગવાન ! શી તારી અજબ કળા છે. કાલે મારી દશા ભીખારીથી બદતર હતી અને આજે તો તેં મને ધનના ઢગલામાં દાટી દીધો છે.'

અને એને પરીઓનાં પ્રદેશમાં ફાવી ગયું. 'કોને ન ફાવે ? જે સુખનાં સો'ણાંય ન આવે તે સુખ મળેતો—'

એક વખત રાણીને કાંઇ કામને અંગે બહાર જવાનું થયું ત્યારે એણે ઉજમસિંહને બોલાવીને કહ્યું ' કુમાર ! તમે બધે હરજો ફરજો. માત્ર પેલા સામેના ખંડમાં જતા નહિ.'

અને રાણી ગઇ.

ઉજમસિંહ પણ જબરો અટકચાળો.

માણસમાં થોડો ઘણો એના પૂર્વજ વાનરોનો વારસો

તો રહી જ ગયો છે, અને તે અટકચાળાપણું. ના કહ્યું હોય તે ચાહીને કરવાની વૃત્તિ.

ઉજમસિંહે પેલો ખંડ ઉઘાડયો. અને નજર ઠરી જ રહી !

'આટલું બધું રૂપ !' એ એકદમ બોલી ઉઠયો. એ ખંડમાં એક રૂપરૂપના અંબાર જેવી સૌંદર્ય રાણીનું પુતળું હતું. 'દુનિયામાં જો કયાંયે સૌંદર્ય હોય તો અહીંઆં છે, અહીંઆં છે.' એણે લલકાર્યું અને ગાંડો થઇ ગયો !

બીજે દિવસે રાણી આવી. ઉજમસિંહનું ગાંડપણ જોઇ એ પામી ગઇ કે એણે પેલી સૌંદર્ય રાણીનું પૂતળું જોયું હોવું જોઇએ.

'પરણું તો એનેજ પરણું' એવી રાજકુમારો પ્રતિજ્ઞાઓ કરે છે એમ વાતોમાં આપણે વાંચીએ છીએ. ઉજમસિંહે પણ એજ રસ્તો લીધો. મહાજનનો માર્ગ સૌએ લે.

રાણીનો કાંઇ છૂટકો થાય !

એણે પોતાની માનીતી પરીને બોલાવી અને ઉજમસિંહને સૌંદર્ય રાણીને દેશ લઇ જવાનું અને બનતા પ્રયત્ને એને પરણાવી આપવાનું કહ્યું.

ઉજમસિંહને લઇ પેલી પરી ચાલી સૌંદર્ય રાણીને દેશ. રસ્તામાં એણે ઉજમસિંહને ખૂબ પઢાવી રાખ્યો. પરણવાની હોંશે એણે બધું બરાબર રીતે કરવાનું કબુલ કર્યું.

ઉજમસિંહ સૌંદર્ય રાણીને મહેલ ગયો. એતો એકલી બેસીજ રહેલી. ના બોલે કે ચાલે. જાણે પુતળું.

ઉજમસિંહને આવકારે ય ન આપ્યો.

ઉજમસિંહ કહે : 'હું તો દૂર દેશથી તમને વરવાની આશાએ આવ્યો છું. મારી સાથે પરણશો ?'

એ તો બોલીએ નહિ ને ચાલી યે નહિ.

ઉજમસિંહ કહે : 'અરે ભલા ભગવાન ! આ તે કેવી રીત ! એને માટે મ્હેં આટલી જહેમત ઉઠાવી પણ એ તો બોલતી યે નથી ને ચાલતી યે નથી. એ તે શું બ્હેરી કે મુંગી છે ? મારો વખત કેમ જશે ? ચાલ જીવ ! કાંઈક તો કોઇ જોડે વાત કરીએ.

'અરે સિંહાસન ! તું તો બોલ, તારી રાણી મુંગી છે કે બ્હેરી છે ?'

'મુંગી યે નથી ને બ્હેરી યે નથી' સિંહાસનમાં ભરાયેલી પરીએ જવાબ દીધો.

રાણી જરા હાલી. એને નવાઈ લાગી કે સિંહાસન શી રીતે બોલ્યું.

'તો પછી બોલતી શે નથી ? એ ના બોલે તો તું બોલ. કાંઈક વખત તો કાપ.'

'ઓહો ! એમાં શું ?' સિંહાસન બોલ્યું 'લ્યો સાંભળો–

'એક હતો રાજા. એને એક કુંવરી. રૂપ રૂપના અંબાર જેવી. ત્રણ રાજકુમાર એને પરણવા આવ્યા. કોને દે ને કોને ના દે ? રાજાએ સૌને હજાર હજાર સોના મ્હોર દીધી અને જે એનો સારામાં સારો ઉપયોગ

કરી બતાવે તેને કુંવરી દેવાનું ઠરાવ્યું.

'ત્રણે જણ ઉપડયા. વરસ દહાડે એક ઠેકાણે મળવાનું નક્કી કર્યું. વરસ વીત્યું ને સૌ એકઠા થયા. સૌ એક બીજાને પૂછે : 'શું કર્યું ? શું કર્યું.'

એક કહે : 'મેં તો એવો ઘોડો લીધો છે કે જે બીજા ઘોડાને જે મજલ કરતાં ત્રણ મહિના લાગે તે ત્રણ કલાકમાં કાપે.'

'બીજો કહે : 'મેં એવું એક દૂરબીન લીધું છે કે જેનાથી સારી દુનીયા જોઇ શકાય અને કયાં શું બને છે તે જાણી શકાય.'

'ત્રીજો કહે : 'મેં એવી મૃતસંજીવિની દવા લીધી છે કે એનું એક ટીપું મરતા માણસને જીવતું કરી શકે.'

'બે જણ બીજાને પૂછે : 'ત્યારે જરા જુઓ તો ખરા કે રાજકુમારી શું કરે છે ?'

'પેલો જોઇને કહે : 'એ તો મરવા પડી છે.'

'ત્રીજો કહે : 'મારી દવા જો એને આપીએ તો તરત બેઠી થાય ને જીવે.'

'પહેલો કહે : 'આ હો ! લાવોને હું લઈ જાઉં.'

'એ તો દવા લઈને ઉપડયો. ને રાજકુમારી જીવી. પેલા બેઉ આવી પહોંચ્યા. ત્રણે જણ લઢવા લાગ્યા. પેલો કહે : 'હું પરણું.' બીજો કહે : 'એ તો મારી જ.'

'હવે તમે જ કહો કે રાજાજી એ કોને રાજકુમારી આપવી ?'

ઉજમસિંહ કહેઃ 'મારે હિસાબે તો દવાવાળા કુમારને આપવી જોઇએ.'

સૌંદર્યરાણી બોલી ઉઠી: 'નારે ના ! એને તો ઘોડાવાળો કુમાર જ જીતી ચૂકયો છે એતો એને જ દેવાય.'

'અને તમને હું જીતી ચૂકયો ઉજમસિંહ બોલી ઉઠ્યો.

સૌંદર્યરાણી ચૂપ થઇ ગઇ. ન બોલી ન ચાલી.

ઉજમસિંહ ઉઠ્યો ને કહેતો ગયો: 'કાલે આવીશ. જોઇએ તો વિચાર કરી રાખજો.'

સૌંદર્યરાણી તો બેસીજ રહી.

બીજે દિવસે પાછો એ ત્યાં ગયો.

નહિ માન કે નહિ વાત.

એણે ફરીથી પરણવાની માગણી કરી.

જવાબ જ નહિ.

'આતે કેમ વેઠાય ! ભલી આરસની પૂતળી ! તુંતો કાંઇ બોલ. કંઇકતો રસ્તો કાપ.' ઉજમસિંહે સ્તંભપરની આરસની પૂતળીને કહ્યું.

'ગભરાઓ નહિ કુમાર !' આરસની પૂતળી બોલી 'સાંભળો એક વાત કહું—

'ત્રણ ભાઇબંધ હતા. સાથે ખાય સાથે પીએ સાથે સુવે ને સાથે ઉઠે. દેશાવર ભણવા ચાલ્યા. ભણીગણીને એક ઠેકાણે મળવાના કોલ લીધા દીધા.

'વરસ વહી ગયું. સૌ એકઠા થયા. મહાવનમાં એક ઝાડ એની નીચે રાતવાસો રહ્યા. બે ઉંઘે ને એક જાગે. જાગતો જાગતો ચોકી કરે.

'પહેલો આવ્યો સુતારનો વારો. એ સુતારી કામ સરસ શીખ્યો હતો એટલે એણે એક સુંદર પૂતળી ઘડી.

'બીજો આવ્યો વણકરનો વારો. તેણે ભાતભાતનાં ચીર વણ્યાં ને પૂતળીને પહેરાવ્યાં.

'ત્રીજો આવ્યો બ્રાહ્મણનો વારો. એ અજબ વિદ્યાઓ શીખ્યો હતો. મંત્ર ભણીને એણે પૂતળીમાં જીવ મૂક્યો.

'સવાર થયું તો ત્રણે જણ એને જોઇને લઢવા લાગ્યા. સૌ કહેઃ 'એ મારી, એ મારી, એ મારી.' બોલો કુમાર! એ પુતળી કોને વરે?'

'મારે હિસાબે એ સુતારને વરે' ઉજમસિંહે જવાબ દીધો.

'ખોટી વાત! એતો વણકરની એણે એને લુગડાં પહેરાવ્યાં' સૌંદર્યરાણી બોલી ઉઠી.

'અને તમે?' ઉજમસિંહે પૂછયું.

સાંદર્યરાણી ઉઠી અને ઉજમસિંહને ભેટી પડી.

ગાંધર્વ વિધિથી બેઉ જણ પરણ્યાં.

પેલી પરી લઇ ગઇ એમને પરીઓના પ્રદેશમાં.

પરીઓની રાણીએ વરવહુને આશિષ આપી.

અજબ ધન ભંડાર અને અલૌકિક સૌંદર્યરાણીને લઇને ઉજમસિંહ ઉજેણી નગરીમાં આવી પહોંચ્યો.

*



સૌંદર્યરાણી ઉડી અને ઉજમસિંહને ભેટી પડી. [ જુઓ પાન : ૮

# ઉંદર દેશ

*

એક હતો દેશ. એમાં ઉંદરોના ગામે ગામ વસેલાં. એનું નામ ઉંદર દેશ. માણસો કરતાં ઉંદરની વસ્તી હજારો ગણી.

એ દેશને બે રાજા. એક ઉંદરનો ને બીજો માણસનો. એક રાજા ને બીજો મહારાજા.

એક વખત ત્યાં દુકાળ પડયો.

ઉંદરોનું ખાવાનું ખૂટયું. લોકમત કેળવાયલો હોવાથી તરત જ ઉંદરોની મહાસભા મળી અને રાજાજીને વિનવ્યા કે દુકાળના દુઃખનો કાંઇક ઉપાય કરો.

રાજાજીએ મહારાજાને વિનવવાનો વિચાર કર્યો.

બીજે દિવસે તેઓ મહારાજાના દરબારમાં પહોંચ્યા. દરવાનને કહ્યું: 'મહારાજાને જરા જણાવો કે મારે તેમનાં દર્શનનો લાભ લેવો છે.'

ઉંદરને બોલતો જોઇ દરવાનને નવાઇ લાગી. તે દોડયો અને એ નવાઇની વાત મહારાજાને કહી.

આખી સભા અજાયબીમાં ગરકાવ થઇ ગઇ. ઉંદર તે વળી વાત કરતો હશે ?

મહારાજાએ એ ઉંદરને સભામાં આવવા દેવાની રજા આપી.

ઉંદરોનો રાજા ઘણી જ નમનતાઈથી સભામાં આવ્યો અને મહારાજાને દરબારી રીતભાત મુજબ નમન કરીને બોલ્યો: 'મહારાજા સાહેબ ! આપ નામદારને એક વિનંતિ કરવાની છે.'

આખી સભા ચડીચૂપ થઇ ગઇ! એક ઉંદર આવી રીતે વાત કરે તે તો તેમણે જન્મારામાં પહેલી જ વાર જોયું.

મહારાજાએ અચંબો પામતાં જણાવ્યું: 'ખુશીથી બોલો....'

'નામવર ! ચાલુ મોસમ બરબાદ ગયેલી હોવાથી અમારો સંગ્રહ ખૂટી પડયો છે અને થોડા વખતમાં જોગવાઇ ન થાય તો મને અને મારી પ્રજાને ભૂખે મરવા વખત આવે તેમ છે એટલે ઉંદરોના રાજા તરિકે આપ નામદાર પાસે મારે એટલી વિનંતિ કરવાની છે કે આપે અમને આપનો એક અન્ન ભંડાર આપવાની કૃપા કરવી. અલબત્ત, આવતી મોસમમાં અમે તે અનાજ વ્યાજ સાથે પાછું આપી દઇશું.'

તેની આ માગણી અને તેનું વહેવારૂપણું જોઇ મહારાજા પ્રસન્ન થયા અને તેમણે પોતાનો એક મોટો કોઠાર આપવાનો વિચાર કર્યો. પણ એટલું બધું અનાજ આ ઉંદરો શી રીતે લઇ જશે એવો વિચાર આવતાં પૂછ્યું:

'તમારી વાત વહેવારૂ છે અને અમે એક કોઠાર ઉઘાડી પણ આપીએ પણ એ અનાજ લઇ જવાની શી ગોઠવણ કરશો ?'

'આપ નામદારને ચીંતા કરવી પડે એવું એ કામ અમને અઘરૂ નહિ થઇ પડે. એની ગોઠવણ અમે ઠીક ઠીક કરી લઇશું.'

મહારાજાએ એક કોઠાર ઉઘાડી આપવાનો દિવાનને હુકમ કર્યો અને તેનો તરત જ અમલ થયો.

થોડા વખતમાં સારા યે ઉંદરદેશમાં રાજાજીનો હુકમ ફરી વળ્યો કે સૌએ મહારાજાને કોઠારે આવવું.

રાત પડી ત્યાં તો ઉંદરોનાં ટોળેટોળાં મહારાજાના કોઠારે જવા ઉમટ્યાં. એટલા ઉંદર એટલા ઉંદર કે પગ મૂકવાની યે જગ્યા નહિ.

સૌએ પોતાના આગલા બે પગમાં, મોમાં ને પૂછડાનું પીલ્લુ વાળીને તેમાં ને તેની પર, માય એટલું અનાજ ઉપાડયું.

સવાર પડતાં તો આખો યે કોઠાર સફાચટ.

મહારાજા જોવા આવ્યા તો કોઠાર આખો તળીઆ-ઝાટક થયેલો જોઇને દિંગ થઇ ગયા.

બીજે વર્ષે પાક સારો થયો એટલે ઉંદરોએ સવાયુ

અનાજ મહારાજાના કોઠારમાં પહોંચાડયું. એ સાંભળીને મહારાજાને તો ઉંદર જેવી નાની સરખી જાત માટે પણ ઘણું માન ઉપજયું અને તેની ઈમાનદારીનાં ખૂબ વખાણ કર્યાં.

થોડા વખતમાં જોડેના મુલકના રાજાએ એ દેશ પર ચઢાઈ કરી. એનું લશ્કર એટલું મોટું હતું કે ન પૂછો વાત. તેની સાથે લઢવા જેટલું ઉંદરદેશના મહારાજાનું સામર્થ્ય ન હતું. તેણે પણ લઢાઈની તૈયારીઓ કરવા માંડી પણ મનમાં તો ઘણી જ ગડભાંગ ચાલતી હતી અને એવા મોટા દુશ્મન સામે ટકી શકાશે કે કેમ તેની પણ શંકા હતી.

એ વાતની રાજાજીને ખબર પડી અને અણીનો વખત જોઈ તે મહારાજાને મદદ કરવાનો વિચાર કરીને તેમને મળવા ગયો. મહારાજાએ તેને ભારે માન સહિત આવકાર આપ્યો. રાજાજીએ વાતમાં ને વાતમાં કહ્યું કે: 'નદીપારના દુશ્મનો દેશ પર ચઢી આવે છે તો અમને એમની સાથે લઢવા મોકલોને.'

'એ શું બોલ્યા ?' મહારાજાએ હસીને કહ્યું 'તમે તે શું કરવાના હતા ? એવડા મોટા—'

'મહારાજાને તે દિવસે પણ અમારી અનાજ લઈ જવાની શક્તિ માટે પણ એવો જ ભૂલભરેલો ખ્યાલ હતો પણ અનુભવે કાંઈ જ જુદુ પૂરવાર કરેલું તે આપ નામદારની ધ્યાન બહાર નહિ જ હોય.'

'એ વાત ખરી પણ આ તો લઢાઈનું કામ અને આવડુ મોટું લશ્કર—'

'એમાં શું નામદાર ! અમારી શક્તિનો સદુપયોગ

કરવાની રજા આપો અને પછી જો આપને આપના લશ્કરનો ઉપયોગ કરવા જેવું લાગે તો તેમ કરવાને હરકત નથી.'

'સારૂ. ભલે તમારી શક્તિ અજમાવો. અમે પણ તૈયાર રહીશું અને જેવો વખત હશે તેવી રીતે વર્તીશું.'

'અમને એક ચીજની જરૂર પડશે અને—'

'શી ?'

'નદી કિનારે હાથ હાથ લાંબા લાકડાના કકડા અથવા છાણાંના ઢગલા આપ કૃપા કરી કરાવશો—'

'હરકત નહિ.'

સાંજ પડી ત્યારે નદી કિનારો લાકડાંના કડકા અને છાણાંથી ભરપૂર હતો.

રાત પડી ત્યાં ઉંદરો ઉમટ્યા અને અકકેક કડકો કે અકકેકુ છાણું લઇને નદીમાં પડ્યા ને તરીને સામે પાર ગયા.

ચૂપચાપ બધા એકઠા થયા.

સામે તીરે મોટું લશ્કર પડાવ નાખીને પડ્યું હતું. રાત પડી એટલે તેઓ સૌ સૂતા હતા.

રાજાજીનો હુકમ છૂટતાં જ ઉંદર સેના ઉંઘતા લશ્કર પર છાનીમાની ધસારો લઇ ગઇ.

અને ઉંદરોનું હથીઆર શું ?

બીજું તે શું હોય ! તેમના તીણા દાંત.

તે તેમણે અજમાવ્યા. તંબુનાં દોરડાં કાપ્યાં. ધનુષ્યની પણછ કાપી. ઘોડાના બંધ કાપ્યા. જોડા કાપ્યા. કપડાં કાપ્યાં માણસોના વાળ કાપ્યા. પગનાં તળીઆં ફોલી ખાધાં.

અનાજ બધુ ખાઇ ગયા. ખાતાં વધ્યુ તે નદીમાં

નાખી આવ્યા. ઘી તેલને ઢોળ્યું ને બધે બને તેટલું નુકશાન કર્યું. જ્યાં જુવો ત્યાં રમણ ભમણ !

સવાર થતાં લશ્કર ખેદાન મેદાન કરી ઉંદરસેના પાછી વળી.

સવારે સૌ જાગીને જુએ તો કોઇનાંયે કપડાં સાજાં નહિ. ઘોડાંનું ઘાસ નહિ કે ચંદી નહિ. હથીઆરમાં તે વખત ધનુષ્ય બાણ હતાં તેમાં ધનુષ્યની પણછ જ નહિ. ખાવાને અનાજ નહિ.

આખા લશ્કરમાં બૂમાબૂમ થઇ રહી. બાર વાગ્યા પણ ખાવા ન મળે. સૌએ એક બીજાને દોષ દેવા માંડ્યો.

ત્યાં તો સામે કિનારેથી મહારાજાના માણસોએ ઉપરાછાપરી બાણ છોડવા માંડ્યા.

આખા લશ્કરમાં હોહો થઇ ગઇ ને સૌ નાસભાગ કરવા લાગ્યા. સેનાપતિના કાબુમાં સૈન્ય રહ્યુ નહિ ને સૌ નાસી છૂટ્યા.

ને નાસી ન જાય તો શું કરે ? ભૂખે પેટે ને વગર હથીઆરે ત્યાં રહીને લઢે કેમ !

પોતાના લશ્કરની આવી અવદશા જોઇ એ દેશનો રાજા તો આભોજ થઇ ગયો.

એવામાં એને ઉંદરદેશના મહારાજાનો સંદેશો મળ્યો કે: 'હજી તો અમે અમારા દેશની ઉંદર સેના જ લઢવા મોકલી હતી અને તેણે જ તમારા લશ્કરને હરાવ્યુ છે માટે મુગામુગા તમારૂં રાજ સંભાળ્યા કરો. અહીં જો ફરી આવવા વિચાર કર્યો તો ભારેજ થઇ પડશે !'

જેનું ઉંદર સૈન્ય આવુ જોરાવર હોય તેનું માનવ સૈન્ય કોણુ જાણે કેવું ય બળવાન હશે એવો એને વિચાર આવ્યો અને ફરીથી ઉંદર દેશને ન છેડવાનું મન સાથે નક્કી કર્યું.

જીતીને આવેલા ઉંદરોના રાજાને મહારાજાએ ને નગરજનોએ સોના રૂપાનાં ફુલથી વધાવી લીધો.

મહારાજાએ બહુ બહુ આગ્રહ કર્યો ત્યારે તેણે બે ચીજ માગી અને તે પણ ઉંદરોની બે અગવડો દૂર કરવાની.

એક તો નદીમાં પૂર આવે ત્યારે તેમનાં ઘરો ભાગી જતાં તેથી નદીની એક બાજુ મોટી દિવાલ બંધાવવાની.

અને બીજી બિલાડીઓના ત્રાસની. એ ખરાબ પ્રાણી એની પ્રજાને ખૂબ પીડતું એટલે એને દેશનિકાલની સજા કરવાની.

અને એની બેઉ અગવડોનો તરત જ નિકાલ કરવાના હુકમ છૂટ્યા.

આજે પણ ઉંદર દેશમાં એ રાજાજીનો વારસ રાજ કરે છે અને અમારી કાળી બિલાડી કહે છે કે એની જાત વાળાઓ હજીયે ત્યાં જઈ શકતા નથી.

હાસ્તોને ! એના જેવા જાલીમોનું ઉંદર દેશમાં રહેવું એ સુધરેલી પ્રજા કેમ સાંખે !

*

# સંતા કુકડી

*

અરૂણુ જેવો હરવા ફરવાનો શોખીન ભાગ્યે જ બીજો કોઈ હશે. એવો શોખીન, એવો શોખીન કે ન પૂછો વાત!

એક દહાડો ફરતો ફરતો તે નદી કિનારે આવી પહોંચ્યો. કાંઠે ઝૂકેલા ઝાડ નીચે એક લાલ માછલી તરફડતી હતી. કાંઇ પકડવા કૂદી હશે અને ચોટ ચૂકી જવાથી કાંઠે પડી પડી તરવરતી હશે.

અરૂણે એ જોયું. એને દયા આવી.

ધીરે રહીને એણે એને ઉપાડી અને પાણીમાં મૂકવા માંડી.

અને માનશો ? માછલી બોલી ઉઠી !

તે કહે : 'અરૂણ તમે મારા પર દયા કરી તેનો બદલો જ્યારે કહેશો ત્યારે વાળી આપવા હું તૈયાર રહીશ. મારૂં કામ પડે ત્યારે કાંઠે આવીને 'માછલીબાઇ, માછલીબાઇ, રાતી રાતી માછલીબાઈ' કહીને હાંક મારશો એટલે હું આવી પહોંચીશ.'

અરૂણ કહે : 'ઠીક !'

અને હસતાં હસતાં તેણે એને પાણીમાં મૂકી દીધી.

એક દહાડો એમ જ એ ટહેલતો હતો એવામાં એક હરણ હાંફલું ફાંફલું એની પાસે આવી લાગ્યું. અરૂણે એને પકડીને પંપાળ્યું.

બીચારા હરણનો હાંફ તો માય નહિ. મોઢામાંથી ફીણના ફીસોટા નીકળ્યે જાય !

પાછળ જુએ તો એક શિકારી ધસમસ્યો આવે. અરૂણ એને કહે : 'અરે ! ભલા માણુસ ! તમે તો ગજબ કરી નાખત ! મારા બિચારા પાળેલા મૃગલાને તમે મારી નાખ્યો હોત !'

શિકારીએ હરણને અરૂણ સાથે રમતું જોયું એટલે ઝંખવાણો પડયો અને ચાલ્યો ગયો.

હરણને ધવા વળી.

જતાં જતાં એક વાળ આપી તે કહે : 'અરૂણ ! કોઇ દહાડો મારૂં કામ પડે તો આ વાળ ખંખેરીને બોલાવજો એટલે હું આવી પહોંચીશ.'

વાળ લેતાં લેતાં અરૂણ હસ્યો.

'પેલી માછલી અને આ હરણુ ! એ તે શી મદદ કરવાનાં હતાં ? જબરાં લાગે છે !' એ બબડયો.

થોડે ગયો ત્યાં એક **સારસ** દોડતું દોડતું આવ્યું. આગળ **સારસ** ને પાછળ ગરૂડ.

**અરૂણે** જોયું ને **સારસ**ની દયા આવી.

એણે ગરૂડ પર લાઠી ફેંકી. ગરૂડ ભાગી ગયું.

**સારસ**નો જીવ બચ્યો. તે જતાં જતાં એક પીછું આપી કહે : '**અરૂણ** ! કોઈ વખત મને બોલાવવો હોય તો આ પીછું હવામાં હલાવજો એટલે હું જરૂર આવીને આપની સેવામાં હાજર થઈશ.'

પીછું લેતાં **અરૂણ** હસીને બબડયો : ' આ ભાઈ સાહેબનો ત્રીજો નંબર.'

એક દહાડો લટાર મારતો મારતો એ ઘણે દૂર જંગલમાં નીકળી ગયો. એવામાં એક શિયાળ દોડતું આવ્યું. એની પાછળ શિકારી કુતરા પડયા હતા.

અરૂણે એને પોતાના ઝભ્ભા નીચે સંતાડયું અને કુતરાઓને હાંકી કાઢયા.

શિઆળ ઉગર્યું.

જતાં જતાં વાળ આપતાં એ બોલ્યું : ' અરૂણ હવામાં આ વાળ હલાવતાં જ હું આવી લાગીશ. પછી જે ફરમાવશો તે માથે ઉઠાવીશ.'

હસતાં હસતાં **અરૂણ** બબડયો : ' આ ચોથો. '

રામનગરની રાજકુમાંરી ઇલા મહા હઠીલી હતી.

એનાથી કંટાળીને રાજાજીએ રામગિરિ પર એને મહેલ બંધાવીને રાખી હતી.

ઇલાનું પણ હતું કે જેને એ સંતાકુકડીમાં ન શોધી શકે તેને પરણે.

એની પાસે એક આરસી હતી.

આરસી, કંઇ જેવી તેવી આરસી! એમાં ત્રણેલોકની વાત જણાઇ જાય. આભ, અવનીને પાતાળ. ત્રણેય લોક. સાતે સમુદ્ર સુદ્ધાં.

માણસ સંતાઇ સંતાઇને કયાં સંતાય, આભમાં કે અવનીમાં, પાણીમાં કે પાતાળમાં, પણ ઇલા આરસીમાં જોઇને તરત જ શોધી કાઢતી અને હારનારને પોતાનો સેવક બનાવતી.

ઇલાની વાત કોઇએ અરૂણને કહી. અરૂણને એને પરણવાનો વિચાર થયો.

ઇલા પરમ રૂપવતી હતી. સારોયે સોરઠ એનાં રૂપ-ગુણનાં ગાનગાતો.

બધી વાતે સારી. એક હઠનીજ ખોડ.

અરૂણ ઇલા પાસે પહોંચ્યો.

ઇલાએ પોતાની સરત એને કહી.

અરૂણ કહે : 'ભલે, પણ હું ચાર વખત સંતાઇશ ચારેવાર જો શોધી કાઢે તો હું તું કહે તે કરીશ. ના જડું તો તારે મને પરણવું પડશે.'

ઇલાએ હા પાડી.

અરૂણ સંતાવા ચાલ્યો.

નદી કિનારે આવીને એણે બૂમ મારી : ‘ માછલી-બાઈ, માછલીબાઈ ! રાતી રાતી માછલીબાઇ ! ’

પાણી હાલ્યું. માછલીએ ઉછળીને ડોકું બહાર કાઢયું. અરૂણે એને ઇલાની વાત કહી, ને પોતાને સંતાડવા કહ્યું.

એતો એને લઇ ગઇ સાતમા પાતાળમાં અને વેલા-ઢાંકી દઇને પડખે પોતે ઉભી.

ઇલા એ આરસી કાઢેસ્તોને.

ઉત્તર જોયું દખ્ખણ જોયું. પૂર્વને પશ્ચિમ જોયાં, આભમાં ય જોયું. અરૂણ કાંઇયેય ન મલે. પાણીમાં હશે. અને ત્યાં જુએ તો સાતમા પાતાળમાં સત્તરસો વેલા વીંટાળીને બેઠેલો એને ઇલાએ જોયો.

બીજે દહાડે અરૂણ આવ્યો એટલે ઇલાએ એ કયાં સંતાયો હતો તે કહી દેખાડયું.

અરૂણને નવાઇ લાગી. ઈલા શી રીતે જાણી ગઈ હશે ?

બીજે દિવસે એણે હરણને બોલાવ્યું ને ઈલાની વાત કરી. પાણીની પારદર્શકતાથી એ પકડાઇ ગયો હશે એવો હરણે મત આપ્યો અને એને પોતાની પીઠ પર બેસવા કહ્યું.

અરૂણને લઇને એ ઉપડયું.

અને તમે માનો કે ના માનો પણ એ હિમાચળની યે પેલીપાર એને લઇ ગયું. એક મોટી ગુફામાં એને પુરી ને પડખે એ ઉભું રહ્યું.

ઈલાએ આરસી લઈને જોયું.

જોતાં જોતાં એણે હિમાચળની પાછલી ગુફામાં એને જોઇ કાઢયો.

એ આવ્યો ત્યારે એને કહ્યું કે એવું તે શું સંતાય છે! નાનાં છોકરાં જેવું!

એ શી રીતે જાણી જતી હશે? એવો વિચાર અરૂણને આવ્યો.

એણે સારસને બોલાવ્યું. એને ઈલાની ને પોતાના પ્રયત્નોની વાત કરી. સારસ કહે: 'વખતે એ પાણીમાં કે પર્વત પર જોઈ શકતી હશે. હું તમને આભલાંની યે પાર ઉંચા આસમાનમાં સંતાડી દઈશ. મારી પીઠ પર બેસો.'

અરૂણ બેઠો ને સારસ ઉડયું.

ઉડયું ઉડયું તે આભલાંની યે પેલે પાર. પોચાં પોચાં ગાભલાં જેવા ગોટેગોટ! એવા ચળકે એવા ચળકે કે ન પૂછો વાત!

અને અરૂણને એવા ગોટેગોટાનાં મહા વિશાળ આભલાંઓમાં એણે સંતાડયો.

ઇલાએ પર્વત, પાણી ને પાતાળ જોયાં આરસીમાં આભ જોવા માંડયું અને બહુ ખોજ કરતાં અરૂણને આભલામાં સંતાયલો એ જોઈ ગઈ.

અરૂણ આવ્યો એટલે કહે: 'પેલાં આભલાંમાં હું તને જોઈ ગઈ હતી. હવે એક જ વખત તારે સંતાવાનું રહ્યું.'

અરૂણ કહે: 'હાસ્તો ને!'

એણે પછી શિયાળને બોલાવ્યું. ઇલાની વાત કરી. ત્રણ ત્રણ વાર એણે શોધી કાઢયો એ પણ કહ્યું. શિઆળ કહે: 'હરકત નહિ! એનો યે તોડ કાઢીશું. તમે પખવાડિઆની મુદત માગો.'

અરૂણે મુદત માગી.

પંદર દહાડામાં શિઆળે એક સુરંગ તૈઆર કરી. એમાં લઇ જઇને એણે અરૂણને સંતાડયો.

ઇલા તો બધે ય શોધી વળી. આભમાં નહિ, અવનીમાં નહિ, પાણીમાં નહિ પાતાળમાં નહિ! અરૂણ ક્યાં હશે ?

એને વિચાર થયો: 'ખરેખર એ જબરો લાગે છે! ક્યાં ક્યાં સંતાયો ? શી એની સત્તા ને લાગવગ! એવો તો મેં કોઇ યેં જોયો નથી. વરૂ તો એને જ વરૂ.'

અને એ બોલી: 'ક્યાં સંતાયો હશે અરૂણ ? એ તો ક્યાં ય જડતો નથી.'

અરૂણે એ સાંભળ્યુ અને એકે સપાટે છત તોડી એની સામે આવીને ઉભો રહ્યો.

'કેમ ઇલા! હવે તો તું હારી ને!'

'હાસ્તો અરૂણ! હારી તો ય હું તો જીતી જ છું. તમારા જેવા ચતુરને પરણવામાં હું તે ઓછી જ હારી છું!'

'ઠીક ત્યારે! તું ય જીતી ને હું ય જીત્યો.'

'જેમ કહો એમ.'

અરૂણ ને ઇલા પરણ્યાં.

પછી ?

પછી ખાધું, પીધું ને રાજ કીધું.

*

# સોનાનું સફરજન

*

રાજાજીના બાગમાં સફરજનનું એક ઝાડ હતું. તેને સોનાનાં સફરજન આવતાં, જ્યારે સફરજન પાકતાં ત્યારે કોઇક તેને રાતે આવીને ટોચી જતું.

સોનાનાં સફરજન બગડવાની વાત સાંભળીને, રાજાજી ઘણા ગુસ્સે થઈ ગયા અને માળીને તેની બારે પહોર ને બત્રીસે ઘડી રખવાળી કરવા હુકમ આપ્યો.

માળીને ત્રણ દિકરા હતા. દિલીપ, દિલદાર અને દિલારામ.

પહેલે દિવસે ચોકીનું કામ દિલીપે કીધું. પહેલા બે પહોર જાગ્યો પણ રાતના બાર વાગે ઉંઘ આવી ગઈ.

સવારે જુએ તો તો એક સોનાનું સફરજન તાજુજ ટોચેલું.

બીજે દહાડે દિલદારનો વારો આવ્યો, તેયે રાત્રે ઉંઘ્યો અને પરિણામે બીજું સુંદર સફરજન ટોચાયું.

હવે દિલારામની વારી આવી. અર્ધીરાત ગઈ. નિંદ્રાદેવીએ એના ઉપર બધુંયે બળ અજમાવ્યું પણ એ અડગજ રહ્યો. અનિમિષ નયને તેણે ચોકી કર્યા જ કરી. ત્રીજા પહોરે એક સોનાનું પંખી આવીને સફરજન ટોચવા બેઠું. દિલારામે ન્હાનીશી કમાનમાંથી બાણ ખેચ્યું. બાણની ચોટ આબાદ રીતે તો પક્ષી ન ભુલાવી શક્યું એટલે તેની પાંખમાંથી એક સુંદર પીંછું તીરની ઝાપટે પડી ગયું. દિલારામ તે લઇ રાજાજી પાસે ગયો.

જે એ પીંછાને જોતા તે કહેતા કે સારૂં રાજ્ય એના આગળ ડૂલ છે! રાજાજીએ હઠ લીધી કે એક પીંછાને હું શું કરૂં મ્હારે તો આખું પક્ષી જોઇએ.

દિલીપ પક્ષીની શોધમાં નીકળી પડયો. રસ્તામાં વનદેવીનું મંદિર આવ્યું ત્યાં જઇ તેણે પૂજા કરી. ગાંડી ઘેલી પૂજાથી વનદેવી પ્રસન્ન થયાં કે નહિ તેની તો ખબર નથી પણ દિલીપને એક પરીએ દર્શન આપ્યાં અને કહ્યું કેઃ 'સોનાનું પક્ષી તને જોઇતું હોય તો અહીંથી આગળ જતાં બે ધર્મશાળાઓ આવે તેમાંથી એક સુંદર છે તેમાં ન ઉતરતો પણ સાદીમાં ઉતરીશ તો તને તેની ભાળ મળશે.'

દિલીપ ત્યાં ગયો પણ સુંદર ધર્મશાળા જોઇ ભાન ભૂલી ગયો. 'આવી સારી ધર્મશાળા મુકી પેલી કચરા

જેવીમાં કોણ ઉતરે !' રંગ રાગ અને ગાન તાનમાં ગુલતાન થઇ તે બધુંયે ભૂલી ગયો.

દિલદારની પણ દિલીપના જેવીજ દશા થઇ. હવે રહ્યો દિલારામ. તેયે નીકળ્યો.

પરીએ તેને પુછયું 'સોનાનું પક્ષી જોઇએ તો હું કહું તેમ કરીશ ?' દિલારામે ઝટ તેને પગે પડી 'હા' કહી. પરી ખુશ થઇ ગઇ અને તેને પોતાની પાંખ ઉપર બેસાડયો. પછી કહ્યું કેઃ ' હું ઉતારૂં ત્યાંથી સીધો જજે એટલે એક કીલ્લો આવશે તેના મેદાનમાં સિપાઇઓ સુતા હશે પણ તેમનાથી ડરતો નહિ. સીધોજ કિલ્લામાં ચાલ્યો જજે. અંદર જતાં એક સુંદર ઓરડો આવશે તેમાં એક લાકડાના પીંજરામાં સોનાનું પક્ષી પુરેલું હશે. પાસે સોનાનું પાંજરૂં પડયું હશે પણ તેમાં સોનાના પક્ષીને ન પુરતો.'

થોડા વખતમાં પરીએ તેને નીચે ઉતાર્યો અને રસ્તો બતાવ્યો. દિલારામ સીધો ત્યાં ગયો અને સૈનિકોથી રજ પણ ગભરાયા વિના તે સુંદર ઓરડો શોધી કાઢયો. સોનાના પક્ષીને લાકડાના પીંજરાંમાં પુરેલું જોઇ તેને ઘણું લાગી આવ્યું કે 'આવું સુંદર પક્ષી તેને કચરા જેવા પીંજરામાં કેમ પુરાય ! તેને તો સોનાંના પાંજરામાંજ રાખવું જોઇએ.' આમ વિચાર કરી તેણે પક્ષીને લાકડાના પીંજરામાંથી કાઢી સોનાના પીંજરામાં પુરવા માંડયું પણ પક્ષીએ એવા જોરથી ચીં ચીં કરવા માડયું કે પાસેના સૈનિકો જાગી ઉઠયા અને બીજાઓને ઉઠાડીને દિલારામને પકડયો અને કેદમાં નાંખ્યો.

બીજે સવારે દ લારામને રાજા પાસે ઉભો કર્યો; રાજાએ એની વાત સાંભળીને કહ્યું કે 'તું ફાંસીની શિક્ષાને લાયક છે પણ તારા પર અમને દયા આવે છે માટે તને માફી આપીશું અને તે એક સરતે. તારે અમને સોનાનો ઘોડો લાવી આપવો પડશે.'

લાચાર થઇને દિલારામ સોનાના ઘોડાને શોધવા નીકળ્યો. પરીને એની દયા આવી એટલે પાસે આવી બોલી.

'દિલારામ, મારી સૂચના તેં માની નહિ તેથી કેટલુ સહન કર્યું ! યાદ રાખ, આ વખતે બરાબર ધ્યાન આપજે. આ વખતે ઉતારીશ તે કિલ્લામાં સોનાનો ઘોડો બાંધ્યો છે તેની પાસે સાઈસ સુતો છે, તું જઇને છાનો માનો ઘોડાને છોડી ચામડાની ડરી તેના ઉપર નાખી બેસી જજે. સોનાની સુંદર ડરીને હાથ ન લગાડતો.'

પરીએ તેને પાંખપર બેસાડી થોડી વારમાં બીજા કિલ્લામાં મુકયો. દિલારામે ઝટ દઇને ઘોડો શોધી કાઢયો અને તેનુ દિલ હરખાઇ ગયું. હરખના આવેશમાં તેણે સોનાની ડરી ઘોડા ઉપર નાખી દીધી.

તરતજ ઘોડાએ લાતો મારી કુદાકુદ કરી સાઇસને જગાડયો. સાઇસે દિલારામને કેદ કર્યો.

સવારે તેને કોટવાલ પાસે રજુ કર્યો. કોટવાલે તેની વાત સાંભળી કહ્યું કે ' તું છોકરો છે એટલે મને તારી દયા આવે છે, પણ જો તું મને રાજકુમારી દુલારી આણી આપે તો હું તને જીવતદાન આપું.

વીલે મોઢે દિલારામ દુલારીની શોધમાં નીકળ્યો.

વળી પરીને દયા આવી. તેણે તેને પાંખપર બેસાડી કહ્યું: 'દિલારામ, હજી તેં મારૂં કહ્યું બરાબર માન્યું નહિ. જો, હવે ધ્યાન આપજે. હું તને લઈ જઉં છું ત્યાં દુલારી રહે છે અને તે અર્ધી રાત્રે ન્હાવા ઉઠે છે એ વખતે તું એનું વસ્ત્ર લઈ ચાલવા માંડજે એટલે એ તારી પાછળ આવશે. એ રડે પણ એને એના બાપને મળવા દેતો નહિ.'

પરીએ ઉતાર્યો કે તરતજ દિલારામ દુલારીના મહેલ પાસેના બગીચામાં ગયો અને દુલારીનું વસ્ત્ર લઈ લીધું. દુલારી તેની પાછળ આવવા લાગી અને રોઇ કક-ળીને પોતાના બાપને મળી આવવાની રજા માગી. ગરીબ બિચારો દિલારામ! તેનું હૈયું દયાથી પીગળ્યું અને બાપને મળવાની રજા આપી. જેવો દુલારીએ બાપના મહેલમાં પગ મુકયો તેવોજ દરવાને દિલારામને પકડયો અને કેદમાં પુર્યો.

સવારે તેને મહારાજા પાસે ખડો કર્યો. રાજાએ વાત સાંભળી તેને કહ્યું 'તને હાથ પગ કપાવી મારી નાખવો જોઇએ છતાં તારા ઉપર દયા આવવાથી માફી આપીશ પણ તે એક શરતે. આઠ દહાડામાં તારે આ સામેનો ડુંગર ખોદી સપાટ જમીન બનાવવી.'

આઠ દિવસમાં તો શું પણ આઠ હજાર વર્ષે પણ દિલારામથી તે ડુંગર ખોદાય એમ ન હતું. છતાં જીવ બચાવવાની લાલચે તેણે સાત દહાડા સખત મહેનત કરી થોડુંક ખોદયું.

પરીને વળી દયા આવી. તેણે દિલારામને ઠપકો આપ્યો અને કહ્યું કે ' તું થાક ખા, હું મદદ કરૂં છું.'

આઠમે દિવસે સવારે ડુંગરને ઠેકાણે સપાટ જમીન થઇ ગઈ હતી. રાજાને પોતાનું વચન પાળવા સિવાય છૂટકો ન હતો. રાજકુમારી દુલારી દિલારામને આપી.

પરીએ કહ્યું 'દિલારામ, ધ્યાન દઇ કહુ તેમ કરજે. કોટવાલને કહીએ કે લો રાજકુમારી, સોનેરી ઘોડો આપો. તે સોનેરી ઘોડો આપે એટલે તેના ઉપર બેસી બધાની વિદાય લેવી. રાજકુમારી દુલારીની શિખ છેલ્લી લેવી અને લેતી વખતે તેનો હાથ ખેંચી ઘોડા ઉપર નાખી ઘોડો મારી મુકવો.'

અને દિલારામે તેમજ કર્યું.

પરીએ ફરી કહ્યું. 'હવે ઘોડો આપવાનો કહી રાજાને બહાર બોલાવવો અને પક્ષી મંગાવવું. પક્ષી જોતા જોતા ઘોડા ઉપર સ્વાર થઇ જવુ અને ઘોડાને એડ મારવી.'

તમે માનશો ? દિલારામે એ કામ પણ આબાદ પરીના કહ્યા મુજબજ કર્યું.

હવે તેની પાસે રાજકુમારી, દુલારી સોનેરી ઘોડો અને સોનાનું પક્ષી એ ત્રણે હતાં. પરીએ તેને કહ્યું: 'દિલારામ બે વાત યાદ રાખજે. ધનથી કોઇનો જીવ ફાંસીમાંથી પણ બચાવવો નહિ અને નદીની ભેખડે બેસવુ નહિ. '

જતાં જતાં એક શહેર આવ્યું. ત્યાં ઘણો જ શોર બકોર સાંભળી દિલારામે તપાસ કરી તો બે જણને

ફાંસીએ ચઢાવતા હતા. પાસે જઇને જુએ તો દિલીપ અને દિલદાર. તેઓ ચોરીના ધંધામાં પાવરધા થઇ ગયા હતા.

ધન આપે છુટકો થાય એમ હતો એટલે પોતાનું સઘળું ધન આપી દિલારામે તેમને છોડાવ્યા. ત્રણે ભાઈ પોતાને ગામ જવા નીકળ્યા.

રસ્તામાં એક સુંદર નદી આવી. દિલારામ તેનો દેખાવ જોઇ ખુશ થઇ ગયો અને એક ભેખડ પર એની શોભા જોવા બેઠો. દિલીપ અને દિલદાર બેઉએ પાછળથી આવી તેને ધક્કો માર્યો. દિલારામ નદીમાં તણાયો.

દિલીપ અને દિલદાર, દુલારી અને સોનાનો ઘોડો તથા પક્ષી લઇ રાજાજી પાસે ગયા અને કહ્યું કે ‘ અમે આ સ્વપરાક્રમથી લઇ આવ્યા છીએ. ’

પણ ત્યારથી દુલારી મુંગી થઇ ગઇ, ઘોડે ઘાસ ખાવું બંધ કર્યું, અને પક્ષીએ બોલવું અને ખાવું છોડી દીધું.

દિલારામ નદીના જળમાં ડુબે તે પહેલાં પરીએ તેને બચાવ્યો અને ઠપકો દીધો. દિલારામ રોઇ પડયો.

પરીએ તેને ભીખારીનાં લુગડાં પહેરાવી રાજાજી પાસે મોકલ્યો. તેને જોઇ દુલારી બોલવા લાગી ઘોડે ઘાસ ખાધુ અને પક્ષી બોલ્યુંઃ ‘ દિલારામ ’

દિલારામ અને દુલારી બેઉએ થઇ રાજાને બધી વાત કહી.

રાજાજીએ દિલીપ અને દિલદારને સખત શિક્ષા કરી.

અને દિલારામ ને દુલારીને બડી ધામધુમથી પરણાવ્યાં. રાજાજીએ પોતાની પાછળ દિલારામને પોતાનું રાજ્ય સોંપ્યું.

દુલારીને પરીએ દર્શન આપી બે સુંદર સુંદર બાળકોની જોડ આપી.

*

## રસ્તો કાપ

*

'ભાઇ, રસ્તો કાપ!'

ઘમ ઘમ ઘુઘરમાળ ઘમકાવતો પૂંજા પટેલનો સીગરામ ચાલ્યો જતો હતો. આખાએ વાકળમાં પૂંજા પટેલના જેવી બળદની જોડ કોઇની પાસે ન હતી. આજુબાજુનાં ગામોમાં નાનું છોકરૂં ય પૂંજા પટેલને ઓળખે.

પૂંજા પટેલ એટલે કુળવાનના કડકા. કાનમવાળા એમને મોં માગી પરઠણ આપે ને દીકરીઓ દઇ જાય.

પટેલને એક દીકરો હતો. નામ પુરષોત્તમ. સૌ એને લાડમાં પશાભાઇ કહેતા. પશાભાઇને પાછીઆપુરે પરણાવ્યા હતા. સાસરીઆં સારાં શોધ્યાં હતાં.

પશાભાઇમાં ઝાઝી પહોંચ ન હતી.

પશાભાઇની વહુને આણું વળાવ્યું હતું અને એક મહિનો રહીને તે પીયર ગઇ હતી. એના ગયા પછી એક દહાડો પૂંજા પટેલે પશાભાઇને સીગરામ તૈયાર કરવાનું કહ્યું.

'આપણે પાદરે જવું છે.'

'કેમ ?'

'દલા બાપાનું કામ છે.'

પશાભાઇએ સીગરામ જોડયો અને હાંકવા બેઠા. સીમાડે ગયા એટલે પૂંજા પટેલ કહે, 'ભાઈ રસ્તો કાપ.'

સીગરામ ઉભો રાખીને પશાભાઇએ ધારીયું કાઢયું ને ઉતર્યા નીચે.

પૂછયું નહિ, ગાછયું નહિ ને મંડયા વાડ કાપવા. ખાસ્સી મોટી ગાડાવાટ પાડી દીધી ને અછોડાવા થોરીઆનાં ડીંગલાં ઉરાડી મૂકયાં.

દિકરાનું પરાક્રમ જોઇ પૂંજા પટેલનો જીવ કચવાયો. તે કહે: 'રાખ, રાખ, હવે બહુ થયું.'

પશાભાઇએ ધારિયું મૂકયું ઠેકાણે, ને બેઠા હાંકવા.

પૂંજા પટેલ કહે : 'ભાઇ સીગરામ પાછો વાળ.'

'કેમ કાકુજી ?'

'આજે નથી જવું. દલાબાપાનું થોડું કામ બાકી રહી ગયું. તે કરીને પછી જઇશું.'

'ભલે.' કહીને સિગરામ પાછો વાળ્યો.

બે મહિના પછી કોણ જાણે કેમ પણ પૂંજા પટેલે પણસોરાના પાંચા પટેલને ત્યાં પશાભાઇનો વિવાહ કર્યો.

ચારેક મહિનામાં લગન થયાં.

બીજે વર્ષે વહુને પહેલું આણું વળાવી ને બે મહિના રહી ગઇ.

તેના ગયા પછી પાછા પુંજા પટેલ કહેઃ 'ભાઇ સિગરામ જોડ. આપણે રણુ જવું છે.'

પશાભાઇએ સિગરામ જોડયો.

ઘમઘમ કરતો સિગરામ સિમાડે પહોંચ્યો, ના પહોંચ્યો, ત્યાં પુંજા પટેલ કહેઃ 'ભાઇ, રસ્તો કાપ.'

ને પશાભાઇ ઝટ દેતાકને ઉતર્યા રસ્તોને. લઇ ધારિયું ને રાશવા થોરિયાનાં ડીંગલાં ઉરાડી મૂકયાં.

પુંજા પટેલ કહેઃ 'રાખ, ભાઇ રાખ.'

પશાભાઇએ ધારિયું ઠેકાણે મૂકયું.

'રણુ કાલે જઇશું. ઘેર માતાનું નૈવેદ જ રહી ગયું. માટે વાળ સિગરામ પાછો.'

સિગરામ પાછો વળ્યો ને ઘેર આવ્યા.

ચારેક મહિના પછી ફરી પાછા પાણેથાવાળાનું નાળીએર પુંજા પટેલે કબુલ રાખ્યું. મહિના પછી લગ્ન લીધાં ને પશાભાઈને ત્રીજી વાર પરણાવ્યા.

વરસ પછી વહુ સાસરે આવી ને બે મહિના રહી ગઇ.

પાછો પુંજા પટેલે સિગરામ જોડાવ્યો. સિમાડે પહોંચ્યા ત્યાં કહેઃ 'ભાઈ રસ્તો કાપ.'

પશાભાઇએ લીધુ ધારિયું ને ઉરાડવા માંડ્યાં ડીંગલાં.

વળી પુંજા પટેલે ના કહી ને સિગરામ પાછો લેવરાવ્યો.

થોડા દહાડામાં પશાભાઇનાં ચોથી વારના લગ્ન લેવાયાં. ઘર, ગામ ને કુળની પુંજા પટેલે પુરી ચોકસી કરી.

લગ્ન થઇ ગયાં ને વહુ સાસરે આવી.

વહુ સારા ઘરની ને ચતુર હતી. તેને મનમાં થયું કે આમાં કાંઇક ભેદ છે. એમ ન હોય તો ચચ્ચાર વાર દીકરાને કોણ પરણાવે ?

કહાવી પટાવીને એણે પશાભાઇ પાસે વાત કઢાવી કે એમને શા સારૂ ચાર ચાર વાર પરણવું પડ્યું. પશાભાઈ કહે:

' એ જ ખબર નથી પડતીને ! કાકુજી કોણ જાણે મને વારે ઘડીએ કેમ પરણાવ્યા કરે છે તે સમજાતું નથી.'

' પણ કોઇને બીજું આણું તેડી નથી ? '

'નારે ના. એક વખત આવીને જાય છે ને પછી પાછા ફરીને પરણાવે છે.'

' પણ કાંઇ કારણ નથી સમજાતું ? '

કારણ તો શું ? પણ મારી પાસે સિગરામ જોડાવે છે ને સિમાડે જતાં ના જતાંમાં કહે છે કે ભાઇ રસ્તો કાપ. '

'તમે શું કરો છો ?'

'શું કરે વળી ! લઇ ધારિયું ને થોરિયા ડીંગલાટી નાખું છું. '

'અને પછી કાકુજી તમને ફરી પરણાવે છે. ખરૂં ને ?'

'એમ જ. કોણ જાણે કેમ એ જ નથી સમજાતું. પણ દરેક વખતે એવું જ કરે છે, ને લગન લે છે.'

'ઠીક.'

ચતુર વહુ સમજી ગઇ. એને ભેદ જડી ગયો. સસરાની ચાલાકી એ જાણી ગઇ. એ રસ્તો કપાવીને દીકરાની પરીક્ષા કરતા નહિ હતા પણ વહુની ચતુરાઇ જોતા હતા.

મૂળે પશાભાઇ ભોટ. જો વહુ સારી ને ચતુર હોય તો પટેલનો વટ, વહીવટ ને વહેવાર જળવાઇ રહે. એટલે એ રીતે ચતુરાઇ વાપરતા હતા.

સસરાની પરીક્ષામાં પસાર થવાનો મનસુબો કરી જાત જાતની ને ભાતભાતની વાતો તેણે પશાભાઇને શીખવી ને શીખવાડ્યું કે રસ્તો કાપવાનું કહે ત્યારે વાત કરજો.

પશાભાઇ કહે, 'એ જ નહોતું સમજાતું.'

પંદર દહાડે વહુ પીએર ગઇ; એટલે વળી પુંજા પટેલે સિગરામ જોડાવ્યો.

પશાભાઇના આનંદનો પાર નથી. એમને કોયડો જડ્યો હતો એટલે ખુશ મિજાજમાં હતા.

સિમાડો આવ્યો ના આવ્યો ત્યાં પુંજા–પટેલ કહે:

'ભાઇ ! રસ્તો કાપ.'

પશાભાઇ ઠંડે કલેજે હાથ લંબાવી ને કહે: 'સાંભળો કાકુજી'

પુંજા પટેલને આશા આવી ને જરાક નવાઇ પામ્યા.

પશાભાઇએ વાત શરૂ કરી.

'એક હતો રાજા. તેને—'

વાત સાંભળીને પટેલનું હૈયું હરખાયુ. છાતી પુર્લ ને કેડિઆની કસો તડાક દઇને તુટી ગઇ !

બેઉ બાપ દિકરો હરખાયા. બેઉને હરખાવાનું કારણ મળ્યું.

બાપને ચતુર વહુનું પારખું થયું ને દિકરાને ભેદની ચાવી જડી.

બીજે આણે ચતુર વહુ આવી એટલે પશાભાઈ હસીને કહે :

'એક હતો રાજા. તેને—'

*

# નવમું પૂતળું

બલસોરાના બાદશાહ ઝેનને એક રાત્રે સુંદર સ્વપ્ન આવ્યું. એ સ્વપ્નમાં તેને એક વૃદ્ધ પુરૂષે કહ્યું: 'તારા મ્હેલ નીચે એક સુંદર ભોંયરૂં છે અને તેમાં તારા પિતાનો અમૂલ્ય ખજાનો છે.'

બાદશાહે પૂછયું: 'એમ હોય તો હજી સુધી એ સંબંધી મારા જાણુવામાં કાંઇ કેમ ન આવે ?'

વૃદ્ધે કહ્યું: 'તારા પૂજ્ય પિતાની એવી ઇચ્છા હતી કે તારી પચીસ વર્ષની ઉમ્મરે મારે તને આ વાત જણાવવી. તું એકલો જ મ્હેલની નીચેના પશ્ચિમ બાજુ તરફના તારા પિતાના પેલા માનીતા ખંડની ફરસબંધી ઉપાડી ખોદજે એટલે તને બધો ભેદ માલુમ પડશે.'

આમ કહી તે વૃદ્ધ પુરૂષ પોતાની સુંદર પાંખો ફફડાવી ઉડી ગયો. બાદશાહ સલામતનું સ્વપ્ન ખલાસ થયું.

બાદશાહે સવારે બધી વાત પોતાનાં માતુશ્રીને કહી અને માતા તરફથી તેને ઉત્તેજન મળતાં તેણે વૃદ્ધ પુરૂષે બતાવેલા ખંડમાં ખોદવાનું શરૂ કર્યું.

સખત મહેનત કર્યા પછી તે એકદમ દોડતો દોડતો તેની માતા પાસે આવ્યો અને કહેવા લાગ્યો: 'અમ્માજાન, બધુંજ તે વૃદ્ધના કહેવા પ્રમાણે છે. મારા પિતાનો અમૂલ્ય ખજાનો મને જડયો છે. ચાલો આપને તે બતાવું.'

મા દિકરો બેઉ ભોંયરામાં ગયાં. આખુ ભોંયરૂં હીરા અને માણેકનાં તેજસ્વી કિરણોથી ઝળહળી રહ્યું હતું. વચ્ચે સોનાનાં મણિજડિત આસન ઉપર માણસના કદની રૂપરૂપના અંબાર જેવી આઠ પૂતળીઓ હતી. પૂતળીઓનાં શરીર પરવાળાં, સ્ફટિક અને રત્નોનાં બનાવેલાં હતાં અને જાણે તેઓ હમણાં જ બોલી ઉઠશે એમ લાગતું હતું.

મા દિકરો બેઉ આ બેમૂલ ખજાનો જોઈ ઘણાં જ રાજી થયાં. દિકરો બોલી ઉઠયો: 'અમ્માજાન, આ આઠ પૂતળી ઉપરાંત એક નવમી પૂતળી હોવી જોઇએ. આ જોયું એને માટે આસન ? '

બેઉ જણ આસન નજીક ગયાં. બધી પૂતળીઓના આસન કરતાં તે વધુ તેજસ્વી હતું. તેના ઉપર સાટીનનો એક સુંદર કકડો ગડી વાળીને મૂકેલો હતો. બાદશાહે તે લીધો અને ઉકેલ્યો તો તેમાં નીચેનો લેખ માલુમ પડયો.

'દુનિયાના એક ખૂણામાં નવમું પૂતળું છે તે જ્યારા

પુત્ર ! તારે શોધી કાઢવાનું છે. આ બેમૂલ ખજાના કરતાં તે ઘણું ઘણું કીમતી છે. જો તને તે શોધવામાં સહાય જોઈએ તો કેરો નગરનો મબ્રુક તારો સાથી થશે.'

તરત જ બાદશાહે કેરો નગરનો રસ્તો લીધો અને જઈને મબ્રુકને મળ્યો. મબ્રુકને તેણે સ્વપ્નાની વાત કહી એટલે તે બોલ્યો:

'બાદશાહ સલામત ! હું એકવાર આપના પૂજ્ય પિતાનો ગુલામ હતો અને જો કે તેમણે મને કૃપા કરી સ્વતંત્રતા બક્ષી છે તો પણ હું તેમની ઇચ્છાને માથે ચઢાવું છું. પરંતુ નામવર ! આપ એ શોધ છોડી દો તો ઘણું સારૂં. એમાં અતિશય ભય સમાયેલો છે.'

'બીરાદર મબ્રુક, ભયની વાતથી ઝેન જરાએ ડરતો નથી.' પછી તેઓ ત્યાંથી શોધ માટે ચાલ્યા. જતાં જતાં એક સરોવર પર તેઓ આવી લાગ્યા. મબ્રુક બોલ્યો:

'નામવર ! આપ આ સરોવર પસાર કરતી વખતે એક શબ્દ પણ બોલશો તો હોડી ડૂબી જશે.'

બાદશાહે મબ્રુકના કહેવા મુજબ વચન આપ્યું.

તરતજ સરોવરમાં દૂરથી એક હોડી આવતી દેખાઈ. ભયંકર દેખાવવાળો એક રાક્ષસ તેમાં બેઠો હતો. તેણે પોતાની સુંઢવડે બાદશાહ અને મબ્રુકને હોડીમાં બેસાડયા અને જરા જેટલી વારમાં સામે પાર ઉતારી મૂકયા.

તેઓ જેવા ઉતર્યા તેવો એક ભયંકર ધડાકા વચ્ચે એક જુવાન માણુસ આકાશમાંથી ઉતરી આવ્યો અને એ બેઉને ડરાવવા લાગ્યો.

મણુક બોલ્યો: 'બાદશાહ સલામત આજ અહીંનો અમીર છે અને તે જાદુગરોનો શિરતાજ છે.'

ઝેન બોલ્યો : 'અમીર સાહેબ ! હું બેલસોરાનો બાદશાહ ઝેન છું અને નવમું પૂતળું શોધવા નીકળ્યો છું.'

અમીર બોલ્યો: 'એ બેમુલ પૂતળું એક શરતે હું આપવા કબુલ થાઉં છું અને તે શરત એ કે તમારે મને સો દિવસમાં એક સૌંદર્યસંપન્ન કુળશીલવાન અને અલૌકિક કન્યકા મેળવી આપવી.'

બાદશાહે તે તરતજ કબુલ કર્યું અને બેઉની અજાયબી વચ્ચે અમીર ત્યાંથી અદ્રશ્ય થઈ ગયો.

બાદશાહે પૂછ્યું: 'મણુક! મેં કન્યા લઇ આવવાનું કહ્યું પણ બધીએ હસમુખી સુંદરીઓ આવીને ઉભી રહેશે તેમાંથી તેણે કહી છે તેવી કુળશીલવાન શી રીતે શોધી કાઢીશ ?'

મણુક બોલ્યો : 'નામવર ! આપના કમર બંધમાં એક જાદુઈ દર્પણ છે. તેમાં જો કોઈ કન્યાનો ચહેરો તદ્દન સ્વચ્છ જણાય તો જાણવું કે તે જેવી જોઇએ તેવીજ શુદ્ધહૃદયા કન્યકા છે, અને જો કાંઇ છાયા માલુમ પડે તો જાણવું કે તે કામ આવે એમ નથી.'

દર્પણ લઇ બાદશાહ ઝેન દેશોદેશ ફર્યો. તેને તેના કામમાં ફત્તેહ મળી નહિ. સાઠ દહાડા એમ વહી ગયા એટલે તેણે મણુકને મળવાનો વિચાર કર્યો. મણુકે તેને માટે એક સુંદર કન્યા જોઇ રાખી હતી અને તે એની પરીક્ષામાં સફળ થશે એવી આશા રાખી હતી.

અને થયું પણ એમજ. થોડા વખતમાં બાદશાહ ન ત્યાં આવી પહોંચ્યો અને મબ્રુકે તેને એ વાત કરી. એ કન્યા બગદાદના ખલીફાની શાહજાદી હતી.

મબ્રુક ઝેનને લઈને ગયો. ખલીફાએ તેમનો ઘણો જ સારો સત્કાર કર્યો. આવો મ્હોટો પરોણો તેને ત્યાં ભાગ્યે જ આવતો. મબ્રુકે બધી વાત તેને કહી અને તેની કન્યાને બોલાવવા કહ્યું. ખલીફે તરત જ રોશનને બોલાવી. રોશન તે ખરેખર રોશન જ હતી. તેનો ચહેરો દર્પણમાં તદ્દન સ્વચ્છ જણાયો.

બાદશાહ ઝેને રોશનને જોઇ અને તરત જ તેના પ્રેમમાં પડયો.

ખલીફાએ પોતાની પુત્રી ઝેનને આપવા જણાવ્યું અને મરજી ફાવે ત્યારે લગ્ન કરી આપવા કહ્યું

ઝેન તો ગાંડો જ થઇ ગયો હતો. રોશનના પ્રેમ તે પીગળી ગયો હતો અને બધું યે ભાન ભૂલી ગયો હતો. એક વખત મબ્રુકે તેને પૂછયું: 'નામવર! આપ અમીરને આપેલું વચન ભૂલી ગયા છો ?'

જુવાન ઝેને એનો બિલકુલ જવાબ વાળ્યો નહિ. તે તો ગાંડોતૂર થયો હતો.

ખલીફાનો આનંદ સમાયો સમાતો ન હતો. બાદશાહ ઝેન જેવો મોટો માણસ તેનો જમાઇ થનાર હતો.

લગ્નની તૈયારી થઇ અને થોડા વખતમાં રોશન અને ઝેન લગ્ન કરનાર હતાં; એટલામાં મબ્રુક એકદમ ઝેન પાસે જઇને બોલ્યો: 'બાદશાહ સલામત! પેલા જાદુગર

અમીરની વાત ભુલી ગયા ? આ કન્યા આપણે એને જ આપવી જોઇએ, જો તમે પરણુશો તો નવમા પૂતળાનું શું ?'

બાદશાહને હવે ભાન આવ્યું. તેણે પોતાની ભૂલ જોઇ. તેઓ તરત જ ખલીફાને કહીને રોશનને લઇને અમીરના નગર તરફ ગયા.

ભયંકર ધડાકા સાથે પૃથ્વી ફાટી અને તેમાંથી એક ઘરડો માણસ બહાર નીકળ્યો. મણુકે કહ્યું: 'આ જ પેલો અમીર છે અને એ આ ઘરડા માણસના વેશમાં આવ્યો છે.'

ઝેને ચીરાતે દિલે તેને રોશન આપી.

તે બોલ્યો: બાદશાહ ઝેન ! આ કન્યાને મારા તરફથી કોઇ જાતનું નુકશાન થશે નહિ. આપણી શરત તમે પાળી છે. નવમું પૂતળું તેની જગ્યાએ સલામત પહોંચી ગયુંછે.'

આમ કહી તે પાછો રોશનને લઇ પૃથ્વીમાં સમાઇ ગયો.

રોશનના વિયોગે દિલમાં બળતો અને પસ્તાતો બાદશાહ ઝેન પાછો બેલસોરા ગયો અને ત્યાં જઇ તેણે ભોંયરૂં ઉઘાડયું.

ભોંયરામાં અપુર્વ પ્રકાશ ફેલાઇ રહ્યો હતો અને નવમા આસન ઉપર એક ભવ્ય અને અલૌકિક પુતળું દેખાતું હતું. તેનું શરીર આબાદ રોશનને મળતું આવતું હતું.

ઝેન દોડીને 'ઓ રોશન ! અલૌકિક કુલશીલવંતી સુંદરી !' એમ બોલીને તે પૂતળાને વળગી પડયો.

અને શો ચમત્કાર ! એ પૂતળાએ પોતાના બેઉ હાથો

પસાર્યાં અને બાદશાહ ઝેનને ભેટયું ! તે હવે જીવતી જાગતી રોશન થઇ ગયું અને થોડા વખતમાં ધામધુમથી બાદશાહ ઝેન અને પરમ કુળશીલવંતી સુંદરી રોશનનો ઝેન સાથે લગ્ન સમારંભ શરૂ થયો.

# અજીત

*

પરવતસિંહ ઠાકોરને ત્યાં પંદરમા કુંવરની વધાઈઓ દેવાઈ. પંદર પંદર કુંવર ! ને બબ્બે કુંવરી ! શું ઠાકોરનું બુલંદ નસીબ !

આટઆટલાં બાળક શે સચવાય ? દરેકને માટે જુદાં જુદાં માણસો રાખ્યાં. જાણે નોકર ચાકરની ફોજ઼સ્તો !

પંદરમા કુંવરનું નામ પાડ્યું અજીતસિંહ. બીજના ચંદ્રમા જેવો એ તો દહાડે દહાડે વધતો જ ચાલ્યો. ઠાકોર તો એને જોઇને અડધા અડધા થઈ જતા. જતે દહાડે એ તો મોટો થયો.

ભણ્યો ગણ્યો ને અસ્ત્રશસ્ત્રવિદ્યા શિખ્યો.

સોળ વર્ષનો થયો ત્યાં તો શું એનું શરીર ! કોઇથી ચે ન જીતાય એટલું એનું બળ હતું.

સૌ કહેતું : ‘ અજીત તો અજીત જ છે ! ’

એને હવે દુનિયા જોવા ઇચ્છા થઇ. તેણે ઠાકોર પાસે રજા માગી. ઠાકોર કહે : ‘ અહીં શું ઓછું છે તે કુંવર, બહાર જાઓ છો ? ’

કુંવર કહે : ‘ દુનિયા જોઇએ તો ખરા ? ઘેર બેસી રહીએ તો કોણ આપણને ઓળખે ? ’

ઠાકોરે તો ના કહી. પણ કુંવર કાંઇ પોતાની હઠ છોડે ? ના છુટકે ઠાકોરને રજા આપવી પડી.

અને અજીતસિંહ દુનિયા જોવા, જાણવા, કે જીતવ. તે તો કોણ જાણે, પણ બહાર પડયો.

જતાં જતાં તે દરિયા કાંઠે આવ્યો.

લંગર ઉપાડીને એક વહાણ જવાની તૈયારી કરતું હતું. કુમારે ટંડેલને પોતાને સાથે લેતા જવાની વાત કરી. ટંડેલે એને સાથે લીધો.

ભરદરીએ જ્યાં વહાણ આવ્યું ત્યાં ગાજવીજ ને કડાકા સાથે ભયંકર તોફાન શરૂ થયું. વહાણ ખરાબે ચડી ગયું અને એક બે નાના મછવામાં બેસીને માણસો જીવ બચાવવા નાઠાં. કુમારે બધાંને ઠંડે પેટે મછવામાં બેસવા દીધાં. એને પોતાના બળપર વિશ્વાસ ને પરમેશ્વર પર અડગ શ્રદ્ધા હતી.

એ ભયંકર ઝંઝાવાતમાં નાનાં નાનાં હોડકાં તે કાંઇ ટક્કર લે ? જરી વારમાં એ ઉંધાંચતાં થઇ ગયાં. એને

આશરે જીવ બચાવનારાઓના જીવ ઉડી ગયા.

એ કાળના મોઢામાંથી માત્ર એક જણુ બચવા પામ્યો. અને તે યે અજીત.

એક રાત ને એક દહાડો એ દરિયામાં તર્યા કર્યો. તરતો તરતો એક બેટ આગળ જઇ પહોંચ્યો.

એને ભૂખ તો કકડીને લાગી હતી ને થાકીને લોથ-પોથ થઈ ગયો હતો.

દૂર નજર કરી તો એક મોટો મહેલ–આકાશે એની ટોચ અડતી હોય તેવો–એક ડુંગરી પર દેખાતો હતો.

આશાભર્યો એ ત્યાં પહોંચ્યો.

એ મહેલની આજુબાજુ કોટ ને એક બાજુ દરવાજો હતો. દરવાજો તો એટલો ઉંચો કે ન પૂછો વાત !

મહા મુશીબતે અજીત ઉલાળે પહોંચ્યો.

ત્રણ ચાર વાર ઉલાળો ખખડાવ્યો એટલે કોઇકે ભયંકર અવાજે અંદરથી પૂછ્યું : ' કોણ છે ? '

'પરવતપુરનો અજીતકુમાર.' અજીતે જવાબ દીધો.

એવામાં દરવાજો ખુલ્યો.

એક કદરબિહામણો રાક્ષસ નીચો વળીને જોતો હોય એમ અજીતને લાગ્યું.

' કેમ આવ્યો છે ? ' એણે પૂછ્યું.

અજીતે પોતાની વાત કહી.

' ત્યારે તને અહીંથી દુનિયા દેખવાનો લાભ મળશે. મારે ત્યાં રહે અને કહું તે કામ કર. તને ઘણું જોવા ને જાણવાનું મળશે. '

અજીતે હા પાડી.

'પણ શરત એટલી કે મારૂં બતાવેલું કામ તારે કરી આપવું. નહિ કરે તો ખાઇ જઇશ.'

આ નવાઇની સરત કબુલ કર્યા વગર કાંઇ અજીતનો છૂટકો હતો? ચાલી ચલાવીને અહીં આવ્યો તો જે થાય તે ખરૂં કરીને તેની યે અજીતે હા પાડી.

રાક્ષસે એની ખાવા પીવા ને સુવાની ગોઠવણ કરી.

સવારે એને કહેઃ 'હું મારો ઘોડો લઇને ફરવા જાઉં છું'

અજીત કહેઃ 'ઠીક'

'આ તબેલો સાફ કરી નાખજે. ચોખ્ખો ચંદની જેવો કરજે, હું આવું એટલી વારમાં.'

'બહુ સારૂં.'

'ખબરદાર–પણ જો અંદર મહેલમાં ગયો છે તો.'

અજીતે ડોકું ધુણાવ્યું.

નાનાં છોકરાં તો રમતીઆળ! ને અટકચાળાં ય ખરાંસ્તો! ના ના કહો તે પહેલું કરે. અજીત પણ રાક્ષસ દેખાતો બંધ થયો કે તરત જ મહેલ તરફ દોડયો.

એની અજાયબીનો પાર રહ્યો નહિ. એક મોટા ચૂલા પર મોટી કઢાઇમાં કાંઇક ઉકળતું હતું. પણ ચૂલામાં દેવતાનું નામે ય નહિ! એ તે શું હશે? કઢી તો પીળી હોય. દૂધપાક ધોળો હોય. ત્યારે શું દાળ? ના રે ના! દાળ પણ આટલી બધી લાલ ન હોય!

ત્યારે એ શું હશે? એણે નાની સરખી સળેખડી

બોળી જોઇ. ઓહો ! એ તો તાંબુ હતું.

બાપ રે બાપ ! જે દાળને બદલે તાંબુ ખાય તેની જઠરાગ્નિ કેવીક હશે ?

અજીત બીજા ઓરડામાં ગયો.

ત્યાં પણ એવો જ ચૂલો, એવી જ કઢાઇ ને દેવતા વિના એવો જ રસ ઉકળે. પણ આ રસ ધોળો હતો.

વખતે દૂધપાક હશે એમ ધારી અજીતે સળી બોળી જોઇ.

ઓહોહો ! આ તો ચાંદી છે ! એને એ શું કરતો હશે?

અજીત આગળ ચાલ્યો.

ત્રીજા ઓરડામાં પણ એ જ રીત. એવો જ ચૂલો ને કઢાઇ ને વગર દેવતાએ એવો જ રસ ઉકળે. રંગ પીળો હતો.

કદાચ કઢી હશે, ધારીને સળી બોળી.

અધધધધ ! આટલું બધું સોનું ! એ તે કેટલો પૈસાદાર હશે કે ખાવાપીવામાં પણ આમ સોનું વાપરે છે ?

ચોથા ઓરડામાં ડોકીયું કર્યું ને અજીતની આંખો આભી બની.

ઝાંઝરનો ઝણકાર કરતી એક કુમારિકા સફાળી ઉઠીને પૂછવા લાગી:

'કોણ છો ? ને કયાંથી આવ્યા ?'

અજીતે એને પોતાની વાત કહી.

કુંવરી કહે: 'તમે ઘર ભૂલ્યા. આ તો રાક્ષસનો મહેલ છે.'

'એ તો હું જાણું છું.'

'પણ એ તમને ખાઈ જશે.'

'એમ હોત તો તમે શી રીતે બચત ?'

'તમને ખબર નથી કુમાર ! એનું મારા પર કોણ જાણે કેમ પણ વહાલ છે તે મને જીવતી રહેવા દીધી છે. પણ કાંઇ નહિ, મારૂં ચાલશે ત્યા સુધી તમને મરવા નહિ દઉં.'

'પણ એનું કામ કરીએ તો શા વાસ્તે મારે ? એણે મને તબેલો સાફ કરવાનું કહ્યું છે તે કરીએ તો પછી શું?'

'એ એટલું સહેલું નથી તો ! એનો તબેલો જ વિચિત્ર છે ! જેટલો વાળો તેથી બમણો કચરો બહારથી ઉડીને અંદર આવે–'

'એમ ?'

'પણ એક રસ્તો છે. સાવરણીનાં ટોચડાં ઝાલીને હાથાથી કચરો કાઢવા માંડો કે આપોઆપ તબેલો સાફ થઇ જશે.'

'ત્યારે તો બહુ જ સારૂં. પણ તમારૂં નામ તો હું પૂછવાનું ભૂલી જ ગયો.'

'મારૂં નામ મેના. જાઓ જાઓ. તમે તમારૂં કામ પતાવી નાખો નહીતર–'

'આ ચાલ્યો' કહી અજીત બહાર આવ્યો.

મેનાની એને ધુન લાગી. એને મેનાની વાતો મીઠી લાગી. ધુનમાં ને ધુનમાં એણે સાવરણી લીધી ને સાફ કરવા માંડ્યું.

પણ વાળે ત્યાં તો ધુળના ગોટેગોટા બારીઓથી આવીને

પડવા માંડયા. અજીતને ભુલ જણાઇ. મેનાના કહેવા મુજબ કર્યું ત્યાં તો તબેલો સાફ–ચોખ્ખો ચંદની જેવો.

એ બહાર નીકળી ટહેલવા લાગ્યો.

એવામાં રાક્ષસ આવ્યો. તે કહેઃ 'કેમ આમ રખડયા કરે છે ? પેલું કામ કર્યું ?'

અજીત કહેઃ 'કયારનું ય, જોઈ લો ને.'

રાક્ષસે તબેલો જોયો ને નવાઇ પામ્યો. એને લાગ્યું કે જરૂર આમાં એણે મેનાની મદદ લીધેલી. તે બોલ્યો 'તને મેનાએ મદદ કરી હશે !'

'મેના શું ને ચકલી શું ? મેના ને ચકલી કાંઇ મદદ કરે ખરાં ?'

બીજે દહાડે રાક્ષસે એને પોતાનો ઘોડો જંગલમાંથી પકડી લાવવાનું કામ સોંપ્યું અને મહેલમાં પગ ન મૂકવાની સખત તાકીદ કરી બહાર ગયો.

અજીત તો એના જવાની જ વાટ જોતો હતો. મેનાને મળવા એ તલપાપડ થઇ રહ્યો હતો.

બેઉ જણાંએ પેટ ભરીને વાતો કરી.

'આજે શું કામ સોંપ્યું છે ?'

'એના ઘોડાને પકડી લાવવાનું.'

'જોજો જાળવજો. એ કંઇ સહેલું નથી. એ ઘોડો ખરાબ છે. એના મોઢામાંથી દેવતાની ઝાળો નીકળે છે, તે તમને બાળી ન નાખે !'

'એનો શો રસ્તો છે ?'

'પેલી લગામ લેતા જજો. એ જોતાં વેંત જ એ બકરી જેવો થઈ જશે.'

'વાહ !' કહીને અજીત બહાર આવ્યો ને લગામ લઈ જંગલ તરફ ચાલ્યો.

એને દૂરથી જોઈને પેલો ઘોડો દેવતાની જવાળાઓ વરસાવતો વરસાવતો સામો આવ્યો. પણ જેવી લગામ ફેંકી, તેવો જ તે શાંત થઈ ગયો.

અને પછી અજીતને પૂછવું પડે ? એણે તો એને પલાણ્યો ને એવો દોડાવ્યો, એવો દોડાવ્યો કે એને મોઢે ફીણના ફીસોટા માય નહિ !

એને એના તબેલામાં પૂરી લગામ ઠેકાણે મૂકી.

એવામાં રાક્ષસ આવી લાગ્યો. તે કહે : 'ઘોડો લઈ આવ્યો ?'

'તબેલામાં જ જોઈ લો ને.' ઠંડે કલેજે અજીતે કહ્યું.

રાક્ષસ ઘોડાને જોઈને બબડયો : 'એ મેનાનું કામ !'

'અરે વાહ ! ઘોડાને તો હું લઈ આવ્યો ને જશ આપે ત્યારે મેનાને ! એ જરા જેટલાં મેના ને પોપટ તે શું ઘોડાને લઈ આવતાં હતાં ! બતાવો તો ખરા તમારી એ ચરકલીને—'

રાક્ષસે લાલચોળ આંખ કાઢી એને ડરાવ્યો.

ત્રીજે દિવસે અજીતને ઉંઘમાંથી ઉઠાડીને રાક્ષસ

કહે: ‘ લે, આ કોથળો ભરીને મારા ખજાનામાંથી મહોરો લઇ આવ. ’

અજીત તો ઉઠયો. ધીમે ધીમે મેનાને મળવાનો લાગ શોધવા લાગ્યો. રાક્ષસ જરા બહાર ગયો એટલે એ મેના પાસે દોડયો ને નવા કામની વાત કરી.

‘ એનો ખજાનો કયાં હશે તે જ હું જાણુતો નથી. ’

‘ પણ તમારા રૂડા . નસીબે હું જાણું છું ને ! લો આ ફુલ. પેલા સામેના ડુંગરપરના દેડકા જેવા આકારના ખડકપર ત્રણ વાર પછાડજો. પછી એક ગુફા દેખાશે ને તેમાં એક વામનજી આવીને તમને પૂછશે, ‘ શું જોઇએ છીએ ? ’ તમે કહેજો, ‘ મારાથી લઇ જવાય તેટલી સોનામહોરો. ’ ‘ કોના માટે ? ’ ‘ તારા શેઠને માટે. ’ એમ કહીને બીજો એક અક્ષર પણ બોલ્યા સિવાય ઉપાડાય તેટલી મહોરો ભરી લેજો. જો જો એક અક્ષર પણ બોલતા નહિ. ’

ફુલ લઇને અજીત દોડયો. દેડકા જેવા ખડક આગળ જઇને ફુલ ત્રણ વાર પછાડયું.

ભયંકર ગડગડાટ સાથે ધરતી ફાટી અને એક ગુફા દેખાઇ. એમાંથી એક વામનજી બહાર નીકળ્યો ને પૂછ્યું: ‘શું જોઇએ છીએ ?’

મેનાએ કહ્યા મુજબ અજીતે જવાબ દીધો અને એક પણ વધારાનો અક્ષર બોલ્યા સિવાય એણે સોનામહોરો ઉપાડી.

મહેલમાં આવીને થાક ખાવા બેઠા ત્યાં રાક્ષસ આવ્યો.

'કેમ રે આળસુના પાદશાહ! આમ બેસી રહ્યો છે કે? મ્હોરો લઇ આવ્યો?'

અજીતે જવાબ આપવાને બદલે કોથળીમાંથી મુઠો ભરીને મહોરો ખખડાવી.

રાક્ષસ તો છેડાઇ પડયો. જરૂર એ મેનાનાં જ કારસ્તાન.

બીજે દહાડે એ ઉઠયો તેવો બહાર ગયો. અજીત સાથે કાંઇ બોલ્યો પણ નહિ ને ચાલ્યો પણ નહિ.

મેનાએ એ જોયું. એના પેટમાં ફાળ પડી. આ નિશાની સારી તો ન જ હતી. એને પણ અજીત માટે ચિંતા થતી હતી.

ફરી આવીને રાક્ષસ કહેઃ "મેના, પેલાનું મને શાક કરી આપજે. એ સિવાય નહિ ચાલે. જો અંદર ખુબ કાંદા ને સરકો નાખજે. મીઠું ને લસણ પણ ખરાં. હીંગ ભુલાય નહિ હો કે. હું જરા જાઉં છું, એટલામાં તૈયાર કરી નાખ.'

મેનાના પેટમાં તેલ રેડાયું.

રાક્ષસ તો ઉંઘી ગયો. હાથમાં ચાકુ લઇને મેના બહાર આવી. અજીત કહેઃ 'એનો કાંઇ ઉપાય કરીએ. ચાલ નાસી છુટીએ–'

મેના કહેઃ 'જરૂર. પણ પાછાં પકડાઇએ નહિ તે માટે પુરતી સાવચેતી લઇએ તો ઠીક. ચાલો આપણે શાક ચુલે મૂકીએ.'

બેઉ જણે થઇને શાક કરવા માંડયું. જાત જાતના

વઘાર કર્યો ને શાક ચુલે ચડાવ્યું. અજીતનાં કપડાં ને પગરખાં પણ અંદર નાખ્યાં.

મેનાએ ચાકુથી પોતાની આંગળી પર કાપ મૂકયો ને લોહીનાં ત્રણ ટીપાં જમીન ઉપર પાડયાં.

જોડેના ઓરડામાંથી તાંબાના રસની એક, રૂપાની બે, અને સોનાની ત્રણ, એમ છ ગોળીઓ વાળી લીધી.

બેઉ જણ તો નીકળી નાઠાં. ખુબ દોડયાં; ખુબ દોડયાં. દોડાય એટલું દોડયાં.

રાક્ષસ તો ઉંઘમાંથી આળસ મરડીને પૂછે, 'મેના, શાક થયું ?'

તરત લોહીનું એક ટીપું ઉંચે ઉડીને બોલ્યું: 'ના જી, હજી વાર છે.'

એમ એક પછી એક થોડી વારે રાક્ષસે ત્રણ વાર પૂછયું ને લોહીનાં ત્રણ ટીપાં એનો એ જવાબ આપીને ઉડી ગયાં.

પછી તો એ આંખો ચોળતો ઉઠયો.

શાક ચઢી ગયું હતું તે એનો મઘમઘાટ કહી આપતો હતો. એના મોઢામાં પાણી આવ્યું.

જઇને જુવે તો શાકમાં જોઇએ તેવો સ્વાદ નહિ ને મેના ય નહિ ! નક્કી નાસી ગયેલી !

આંખ મીંચીને ચાર જોજન જાય એવા પગરખાં પહેરીને એ તો ઉપડયોસ્તોને ! ભાગી ભાગીને એ કેટલું ભાગવાનાં હતાં ! જરા વારમાં એમને પકડી પાડયાં.

રાક્ષસને જોઇને મેનાએ તાંબાની ગોળી નાંખી. એક મોટી ઘુઘવાટ કરતી નદી બેઉની વચ્ચે થઇ ગઇ.

રાક્ષસે એક મોટું ઝાડ મૂળીઆં સાથે ઉપાડયું. નદી પર નાખ્યું ને પાર ઉતર્યો.

પેલાં બે જણ એટલામાં દરિએ પહોંચ્યાં. રૂપાની ગોળી ફેંકીને મેનાએ સુંદર વહાણ બનાવ્યું અને તેમાં બેસી બેઉ જણુ સડસડાટ રસ્તો કાપવા લાગ્યાં.

રાક્ષસનાં પગલાં તરત જ સંભળાયાં. મોટે મોટે પગલે એ આવી લાગ્યો હતો.

મેનાએ રૂપાની બીજી ગોળી કાઢીને ફેંકી. એક મહા ભયંકર અને પ્રચંડ જ્વાળાઓ વરસાવતી માછલી નીકળી આવી ને રાક્ષસ તરફ દોડી.

માછલીના પૂછડાનો ફડફડાટ સાંભળીને રાક્ષસ તો જાય નાઠો! દડબડ દડબડ દોટ જ મૂકી.

અજીત કહેઃ 'ચાલો! બલામાંથી છુટયા.'

મેના કહેઃ 'નારે! હજી તો ઉપાધિ બાકી છે.

'એમ?'

'એની એક કાકી સામે કિનારે રહે છે તે એનું વેર વાળવા નહિ ચુકે. માટે હવે ચેતીને ચાલવાનું છે.'

બેઉ જણે વહાણુ મારી મૂકયું. થોડે દહાડે દરિઆની મુસાફરી પુરી થઇ.

પરતવતપુરની ઠકરાત આવી એટલે અજીત કહેઃ

'તમે અહીં બેસો. હું તમારે લાયકનો પોશાક અને પાલખી લાવું.'

'હવે ચાલશે—'

'ના રે ! ખોટું દેખાય.'

'જો જો હાં–ધ્યાન રાખજો. અહીં પાછા ફરો ત્યાં સુધી કોઇ ચીજ ખાતા કે પીતા નહિ.'

'એમાં કહેવું નહિ પડે.'

અને અજીત તો દોડ્યો. જેટલો જલદી પહોંચાય તેટલો પરવતપુર પહોંચ્યો.

નગરમાં ધામધુમ હતી. લોકોના આનંદનો પાર ન હતો.

રાજકુમારીનાં લગન હતાં.

સામેથી કુંવરને પોતાની ધાવ મળી. તેને એણે વાત કરી ને એના માટે પોશાક મંગાવ્યો.

સભામાં નાચ ચાલી રહ્યો હતો. કસુંબાની પ્યાલીઓ પીવાતી હતી. અજીતકુમારની પાસે નવી આવેલી રાજગાયિકાએ કસુંબાનો પ્યાલો ધર્યો. રાજસભામાં કાંઇ ના પડાય ? કચવાતે દિલે અજીતે પ્યાલો લીધો ને કસુંબો પી ગયો.

ગજબ થઇ ગયો ! અજીત સુધ સાન ને ભાન સૌ ભૂલી ગયો. નવી રાજગાયિકા બીજી કોઇ નહિ પણ પેલા રાક્ષસની કાકી હતી.

મેના તો વાટ જોઇ જોઈને થાકી પણ અજીતનો પત્તો જ નહિ. શું થયું હશે? એની ચિંતાનો પાર ન રહ્યો.

સાંજ પડી. એને તો ભૂખ લાગી હતી. સામેના ઝુંપડામાં એક બાઇ ગાય દો'તી હતી. તેની પાસે જઇને દુધ માગ્યું.

'દુધ તે કાંઇ મફતનું મળે છે? બારોબાર સોનું હોય તો હઉં.'

મેનાએ સોનાની ગોળી કાઢી અને ફેંકી. એનો પ્યાલો સોનામહોરોથી ભરાઇ ગયો.

બાપ જન્મારે સોનામહોરો નહિ દીઠેલી તે પેલી તો હરખાઇ ગઇ. દુધની દોણીને મેનાને દઇને કહે: 'હવે તો હું જાઉં છું. આ ઘર બાર ને ઢોર ઢાંખર તારાં.'

ને એ તો દોડી.

મેનાએ દુધ પીધું ને ખોળી ખોળીને કડકો રોટલો પડી રહેલો તે ખાધો.

સુવા માટે તો ફાટલી તુટલી ધાબળી! એમાં શે ઉંઘ આવે?

સોનની બીજી ગોળી અફાળી કે ઝુંપડાને બદલે મોટો મહેલ થઈ ગયો, જોઇતાં સઘળાં સુખ સાધન સાથે.

પેલી ઝુંપડાવાળી ગઇ પટેલ પાસે ને વાત કરી. ખણખણાટ કરતી મહોરો બતાવી.

પટેલની દાઢ ડળકી. એવું હોય તો લાવ ને એને જ પરણી લઉં ? પછી ચિંતા તો ન રહે ?

બીજે દહાડે પટેલે જઇને પરણવાની વાત કરી.

મેનાએ તે દુઃખી દિલે સાંભળી. આનો ઘાટ ઘડવો જોઇએ.

'પેલો મોટો ચીપીઓ લઇને દેવતા લઈ આવીને આ ચુલો ચેતાવો. જો એટલું આવડતું હોય તો કાંઈ વિચાર કરૂં.'

'ઓહો, એમાં શું?' કહીને પટેલે ચીપીઓ લીધો.

'ચાલ રે ચીપીયા ચાર પહોર' મેના બોલી.

ચીપીઓ તો કુદ્યો. પટેલને બરાબર પકડયા. ને પછી બેઉનો નાચ થવા માંડયો. ખણખણાટ કરતો ચીપીઓ અને તેમાં જકડાયલા પટેલ—બેઉ નાચ કરવા લાગ્યા !

ચાર પહોરની કસરત પછી પટેલ ખો ભુલી ગયા.

તેમણે જમાદારને વાત કરી. જમાદારે પણ નસીબ અજમાવવાનો વિચાર કર્યો. પટેલ જાણે ઠીક છે. નાક-કટ્ટાનો પંથ જે વધ્યો તે ખરો.

જમાદારે પણ પટેલની પેઠે પરણવાની માગણી કરી અને નહિ પરણે તો મારી નાખવાની ધમકી દેખાડી.

મેના તો ડરી ગઇ હોય તેમ ગાયની ગમાણમાં ભરાઇ ગઇ. જમાદાર આવીને ગાયનું પુંછડું પકડી ખસેડવા લાગ્યા.

'પકડ પુંછડા પંદર પહોર.' મેના બોલી.

ત્યાં તો ગાય નાઠી. આગળ ગાયને પાછળ જમાદાર. ખેતર ને જંગલ, ખાડાને ટેકરા, નદી ને નાળાં. જાય રે ગાય નાઠી ! જમાદારના દેદાર પણ ઓળખાય નહિ એવા થઇ ગયા !

પછી કોઇ મેનાનું નામ ન લે.

એવામાં પરવતસિંહના એક કુમારનાં લગ્ન લેવાયાં. જાન જવા નીકળી. રસ્તામાં રથનું બેલું-ભાગ્યું. પેલા પટેલ ત્યાં કામ પર હતા એટલે એમણે કહ્યું: 'સામેના ગામમાંથી મેનાકુંવરીને ત્યાંથી મોટો ચીપીયો મંગાવો. ગમે તેને એ પકડી રાખશે.'

માણસ મોકલીને ચીપીયો મંગાવ્યો. એ બરાબર બંધબેસતો આવી રહ્યો.

પણ આગળ ચાલ્યા ત્યાં તો રથ ચાલે જ નહિ. એનાં પૈડાં જ ખસે નહિ. જમાદાર ત્યાં કોણ જાણે કયાંથી ફુટી નીકળ્યા. તે કહે. 'મેનાકુંવરીની ગાય મંગાવો ને. એ ગમે તે ચીજને ખેંચી શકશે.'

માણસ મોકલીને ગાય મંગાવી. ગાયે રથ ખેંચ્યો. ભલભલા ઘોડા ન કરી શકયા તે ગાયે કર્યું.

સાંજે પડાવ પડયો. ઠાકોરને મેનાની ગાય ચીપીઆની વાત કરવામાં આવી.

'ત્યારે તો એ કુંવરીને આપણે બોલાવવાં જોઇએ." ઠાકોરે વિચાર કર્યો અને અજીતને પાલખી લઇને મોકલ્યો.

એને મેનાએ સરસ આવકાર આપ્યો. અજીતને જોઈ એનું હૈયું હરખાયું.

પણ અજીત એને ઓળખતો ન હતો.

મેના સમજી કે જરૂર આ રાક્ષસની કાકીની જ હાથચાલાકીનું પરિણામ છે.

એણે સોનાની છેલ્લી ગોળી ફેંકી. એક સુંદર શરબતનો પ્યાલો એકદમ એના હાથમાં આવ્યો.

ઘણો આગ્રહ કરી તે એણે અજીતકુમારને પાયો.

'હું અહીં ક્યાંથી? મેના ક્યાં ગઈ?' કરતો બ્હેબાકળો અજીતકુમાર પોતાના પુરા ભાનમાં આવ્યો.

બેઉએ એકબીજાને ઓળખ્યાં.

ઠાકોરે સઘળી વાત જાણી.

બેઉના હવે લગન લેવાશે, સુખી થશે, ને બહુ બહુ તો રાજ કરશે એટલું તો તમે પણ ઉમેરી લેવાનાં!

*

# ફુલમણિ

'બાપુ! મારે સારૂ ભરગચ્ચીની સાડી લાવજો.'

'અને મારે માટે કટિમેખલા.'

પરદેશ જતા પિતા પાસે બે દિકરીઓએ પોતાને જોઇતી ચીજો માગી. પણ ત્રીજી તો મુંગી જ રહી. બાપ પૂછેઃ 'બેટા! તારે કાંઈ મંગાવવું નથી?'

નાનીનું નામ ફૂલમણિ. તે કહેઃ 'મારે અનંત ગુલાબ જોઇએ. કોઇ દિવસ કરમાય નહિ એવું.'

દેશદેશાવર ફરી ફરીને શેઠે ઘેર જવાની તૈયારી કરી. સાડી મળી, કટિમેખલા મળી પણ અનંત ગુલાબ ક્યાંયે ન મળે!

અનંત ગુલાબ ક્યાં હશે? એવું તે કાંઇ ગુલાબ હોય?

કોઇએ કહ્યું: 'અહીંથી દૂર એક દેશ છે, તેમાં એક ડુંગર છે, ડુંગરપર એક મહેલ છે, મહેલને ફરતી વાડી છે ને એ વાડીમાં અનંત ગુલાબનો છોડ છે.'

શેઠે વિચાર્યું લાવને લેતો જઉં. ગમે તેમ તો યે બાપનું વ્હાલ! ફૂલમણિ એને બહુ જ વ્હાલી.

'પણ એક વાત જાળવજો. મ્હેલમાં એક રાક્ષસ રહે છે. તે જો જોઇ જશે તો મહા ઉત્પાત થશે. કાં તો પત્થરના પાળીઆ બનાવી દેશે કે પછી આખા ને આખા ખાઇ જશે.' વાત કરનારે ચેતવણી આપી.

'ઠીક' કરીને શેઠ ઉપડયા ને વાડીમાં પહોંચ્યા. ધીરે રહીને અનંત ગુલાબ ચૂટયું. ચૂંટીને નીકળી નાઠા.

થોડા દિવસે રાક્ષસને ખબર પડી. એણે કોણ જાણે શી રીતે પણ શેઠનું ઘર ખોળી કાઢયું.

ત્રણે બ્હેનો પોત પોતાની મંગાવેલી ચીજો જોઇ મલકાતી હતી તે વખતે જ રાક્ષસે આવીને શેઠનું બારણું ખખડાવ્યું.

શેઠના હાંજા ગગડી ગયા.

રાક્ષસ કહે: 'મારૂં ફૂલ પાછું આપી દો. ફૂલ ન આપવું હોય તો ફુલમણિ આપો. આપશો તો ય લઇ જઇશ ને નહિ આપો તો ય લઇ જઇશ.'

હવે શું કરવું ?

ફુલમણિ કહે: 'એમાં ગભરાવ છો શું ? હું એની સાથે જઇશ.'

અને એ ગઇ. એને બીકે ય ન લાગી.

રાક્ષસના મહેલમાં ફુલમણિને કોઇ વાતનું દુઃખ ન હતું. ખાય પીયે ને મોજ કરે.

એક દહાડો રાક્ષસ એની બૂઢ્ઢી બ્હેનને કહે: 'આજે ઉજાણી છે માટે ફુલમણિનું શાક કરજે. હું બધાંને બોલાવવા જાઉં છું.'

ફુલમણિ એ સાંભળી ગઇ.

બૂઢ્ઢીને મદદ કરવાને બહાને ફુલમણિ એની પાસે ગઇ અને લાગ જોઇને બૂઢ્ઢીને જ મારી નાખીને એનું શાક ચૂલે મુક્યું.

તરત જ એ રાક્ષસના ઘડીઆ જોજન જોડા પહેરી નાસી નીકળી.

એવામાં રાક્ષસ આવ્યો. તેણે શાકની સોડમથી ખુશ થઇ રસોડામાં ડોકીયું કર્યું. એની બ્હેનનાં કપડાં જોઇને એણે તપાસ કરી અને શું થયું હતું તે પામી ગયો.

ફુલમણિને પગલે પગલે એ ય દોડયો.

નાસતી નાસતી ફુલમણિ એક જંગલમાં આવી પહોંચી. એને કિનારે એક મહેલ હતો. એમાં એ ભરાઇ ગઈ અને ભોંયરાની ભોગળ દેઇ દીધી.

રાક્ષસ આવીને પગ પછાડી, ધમકીઓ દઇ કાંઇ ન વળવાથી પાછો વળ્યો.

ફુલમણિ ત્યાં રહી.

રોજ સાંજે કાંઈક ખાવાનું આવે તેમાંથી થોડુ થોડુ ખાય, રમે ને ઉંઘી જાય.

એ મહેલમાં એક કુમાર રહે એણે કોઇ દેવને દુભાવ્યાથી શાપ મળ્યો હતો કે: 'રાતે રાતે એ જીવશે ને દહાડે દહાડે પથ્થરનો પાળીઓ થઇ જશે.'

એને માટે રોજ કોઇક ખાવાનું મોકલતું.

પોતાના ખાવામાંથી કોઇ ખાઈ જતું હોવાથી પોતાને માટે ઓછું રહે છે એમ કુમારને લાગ્યું એટલે એણે મહેલમાં તપાસ કરવા માંડી. અંધારઘેરા મહેલમાં દીવો લઇને એ ખંડેખંડ ફરી વળ્યો પણ કોઇ દેખાયું નહિ. છેવટે એણે ભોયરૂં તપાસ્યું તો ત્યાં એક બાજુએ સુંદરતાની સાક્ષાતમૂર્તિ જેવી કુલમણિને ઉંઘતી જોઇ.

એણે એને જગાડી.

બેઉ એક બીજાને જોઇ નવાઇ પામ્યાં, એક બીજાને ઓળખ્યાં. વાતો કરી ચીતો કરી અને એક બીજાનાં મિત્ર થઇ રહ્યાં.

એ મિત્રતાનું પરિણામ બેઉજણના ગાંધર્વ લગ્નરૂપે આવ્યું.

કુલમણિને દહાડા રહ્યા.

આવા અવડ મહેલમાં કોણ એની સુવાવડ કરે ?

કુમાર કહે : 'તું મારાં માતુશ્રી પાસે જા અને તેમની દયા યાચ, એટલે તે તારી બધી ગોઠવણ કરશે. હું રોજ રાતે આવીને તારી ખબર લઇ જઇશ.'

કુલમણિ કહે : 'સારૂં'

અને એ ગઈ રાણી પાસે. રાણીને એની દયા આવી. એને એક ઓરડો આપ્યો, જૂનાં પૂનાં ચીર દીધાં અને સુવાવડ કરાવવા દાસી આપી.

પૂરે દહાડે ફુલમણિને દીકરો આવ્યો.

બાળકને જોઇ એઉનાં દિલમાં ખૂબ વ્હાલ આવ્યું. રાણી કહે : 'નર્યો જાણે મ્હારો કુમાર !'

ફુલમણિની બરાબર બરદાસ કરવાની દાસીને તાકીદ કરી.

રાત પડીને કુમાર આવ્યો. બહાર રહીને બોલ્યો : 'ફુલમણિ ! ફુલમણિ ! જાગે છે કે ઉંઘે છે ?'

'જાગું છું.'

'શું આવ્યું?'

'દિકરો. રાણીજી કહેતાં'તાં કે નર્યો તમારા જ જેવો છો'

'એમ! એમણે તારી બરાબર બરદાસ કરાવી?'

'હા જી.'

'શાના પર સુતી છે ?'

'કાથીના ખાટલા પર.'

'ઓઢવા પાથરવા–'

'જૂનાં પૂનાં ચીરસ્તો.'

'શરીર સાચવજે.' કહીને કુમાર તો ગયો. દાસીએ એઉની વાત સાંભળી લીધી હતી તે જઇને રાણીને કહી. રાજારાણીને નવાઇ લાગી કે કુમાર ક્યાંથી ? એતો પથ્થરનો

પાળીઓ થઇને પડ્યો છે. બીજે દિવસે બેઉ જણુ સંતાઇ રહ્યાં ને કુમારની ને કુલમણિની વાત સાંભળી.

એમણે સવારમાં કુલમણિને સુંદર પલંગ અને ઉંચી જાતનાં વસ્ત્રો આપ્યાં તથા બાળકને માટે મીનાકારીનું પારણું ને મખમલની ગાદીઓ આપી.

રાતે કુમાર આવ્યો અને પૂછ્યું: 'કુલમણિ! કુલમણિ! કયાં સુતી છે?'

'છત્રપલંગમાં'

'અને ઓઢવા—'

'ઉંચી જાતનાં હીર ને ચીર, બાળકને માટે મીનાકારી પારણું અને મખમલની ગાદી—'

'ઠીક બાએ ત્યારે—'

એટલું કુમાર બોલી રહે ત્યાં તો રાજારાણી દોડ્યાં અને કુમારને ભેટ્યાં. કુમારે હાથ લંબાવ્યા પણ તરત જ પથ્થર થઇને પડ્યો.

ના બોલે, કે ચાલે, તો હાલે તો કયાંથી?

બધાંય નિરાશ થઇ ગયાં!

કુલમણિ નાહી ધોઇને ઉઠી અને એનું બાળક જરા મોટું થયું એટલે એને રાણીજીને સોંપ્યું ને પોતે કુમારના શ્રેય માટે દેવને પ્રસન્ન કરવા ને તેમને મળવા જવા નીકળી.

કયા દેવનો શાપ હતો તે એણે રાણીને પૂછી લીધું.

રાજગોરે બને તેટલી એ દેવની માહિતી આપી અને એમની પાસે પહોંચવાનો વિકટ માર્ગ વર્ણવી બતાવ્યો.

અને એ તો નીકળી પડી. હિમાચળ વીંધીને એને બતાવેલે રસ્તો જતો હતો એટલે ઘણાં દુઃખ વેઠી એણે એ ગીરિપ્રદેશ ઓળંગ્યો.

ભાગ્યેજ કોઈથી થઇ શકે એવું મહા કષ્ટદાયક તપ અને વ્રત એણે કર્યાં અને દેવનાં દર્શનનો લાભ અને પ્રસન્નતા તે મેળવવા પામી.

એમણે એના પર પ્રસન્ન થઇ એક દિવ્યપુષ્પ આપ્યું. એ સુંઘતાં વારજ કુમાર પૂર્વવત્ હરતો ફરતો થઇ જશે એમ કહ્યું.

ક્ષણવારમાં એમની કૃપાવૃષ્ટિ થવાથી કુલમણિ કુમાર પાસે આવી પહોંચી અને તેના જડ નાક પાસે દિવ્ય પુષ્પ ધર્યું.

જરાવારે એનામાં ચેતન આવ્યું.

આળસ મરડીને એ બેઠો થયો.

અને બધે આનંદમંગળ ગવાઇ રહ્યાં.

હર્ષાન્તિવ માતપિતા અને આનંદભરી પ્રજા તથા કિલકિલાટ કરતો બાલ યુવરાજ જોઇ કુમારના આનંદનો પાર ન રહ્યો.

સૌએ કુલમણિનાં અનેક મુખ વખાણ કર્યાં.

✿

# ભરવાડ

*

'અરે ! ભલા ભગવાન ! ધાના ત્યાં પાના નહિ અને પાના ત્યાં ધાના નહિ ! આટઆટલું દીધું અને એકજ વાતની ઉણપ કાં રાખી !'

દેવે એને બધુંએ દીધું હતું. ખામી એકજ ચીજની રહી ગઈ હતી. શેર માટીની–દિકરાની કે દિકરીની જ ખોટ રહી ગઇ હતી.

એનો વલવલાટ માતો ન હતો.

એ હતી અનંતપુરની નગરશેઠાણી.

ભૂવા જતી, જોશી ફોશી ને ડોશી, ને વૈદ્યવારૂ સૌને એ સંતોષી વળી હતી પણ એની એ ખોટ પૂરાઇ ન હતી.

પોતાની એ એકની એક ઇચ્છા પૂરવા ગમે તે કરવા તૈઆર એ હતી.

કોઇએ કહ્યું : 'વિંધ્યાચળમાં એક જટાળોજોગી રહે છે, એને મળો. એ તમારાં ભવનાં દુઃખ ભાંગશે.'

શેઠ બિચારા તૈયાર થઇને નીકળ્યા. પાર વનાનાં દુઃખ વેઠીને વિંધ્યાચળ પહોંચ્યા. પેલા જોગીને ઢુંઢી કાઢયો ને પોતાની વીતક વાત કહી.

જોગી કહે : 'એ દુઃખ મારાથી ટળે એવું નથી પણ ઉભા રહો ! આ વીંટી લઇને હિમાચળમાં જાવ અને ત્યાં એક 'કાળ ઝાળ જતી' રહે છે તેને મળો. એ તમારૂં કામ કરી આપશે.'

શેઠ તો વીંટી લઇને ઉપડયા હિમાચળ તરફ. ઘણે દહાડે અને ઘણે પ્રયત્ને એમણે કાળઝાળ જતી શોધી કાઢયો.

જતી તો એવો ડરામણો એવો ભયંકર કે કાચો પોચો તો એને જોઇને થરેરી જાય. શેઠે એને પોતાની વાત કહી અને જટાળાજોગીની વીંટી બતાવી.

કાળઝાળ જતીને એનો વિશ્વાસ આવ્યો અને એનું દુઃખ દૂર કરવાની ઇચ્છા થઇ તે કહેઃ 'તને આ ત્રણ ફળ આપું છું તેમાંનુ એક તું ખાજે બીજું તારી ઘોડીને ખવરાવજે અને ત્રીજું તારી કુતરીને. એ બધાંને બબ્બે ફરજંદ થશે પણ શરત એકજ કે તારે એમાંથી એક છોકરો એક વછેરો અને એક કુતરીનું બચોલીયું મને આપવાં પડશે.'

ના મામા કરતાં કહેણો મામો શો ખોટો ? કરીને શેઠે એ શરત કબુલ કરી અને ત્રણ ફળ લઇને રવાના થયા.

લાંબે દહાડે ઘેર આવ્યા અને જતીના કહેવા મુજબ ફળ ખાધાં ને ખવરાવ્યાં.

વરસ દહાડો થયો ત્યાં તો એને ઘેર રતન જેવા બે દિકરા આવ્યા. ઘોડીને બે વછેરાં આવ્યાં પણ કુતરીને બે વાઘોલીયાં આવ્યાં. વછેરાં ને વાઘોલીયાં પણ રૂપાળાં રૂપાળાં અને મહા ચેતનવંતાં.

અને એ છયે, દહાડે ના વધે તેટલાં રાતે વધે ને રાતે ના વધે તેટલાં દહાડે વધે. જોતજોતાંમાં મોટાં થઇ ગયાં.

શેઠે બેઉ દિકરાનાં નામ રાખ્યાં: ચંદુ ને ઇંદુ. બેઉ પર એમને બહુ વ્હાલ હતું.

રાત ને દહાડો એમને પેલા જતીની શરત યાદ આવતી ને ઉદાસ થઇ જતા. આવાં રૂડાં રતન જેવાં બાળકોથી કેમ કરીને છૂટા પડાય !

ચંદુએ બાપને ઉદાસ જોઇને માને પૂછ્યું. માએ કહ્યું: 'કોણ જાણે ! અમસ્તા જ એ તો એમ રહે છે.'

'ના, પણ મ્હને ખરી વાત કહે. ખરૂં નહિ બોલે ત્યાં સુધી ખાઇશ નહિ ને પીશ નહિ.'

અને એ તો લાંઘવા બેઠો.

આખર કરેને માનો જીવ. એણે ખરી વાત કહી. એ તો હરખાયો. તે શેઠને જઇને કહે: 'એમાં તમે શાની

ચિંતા કરો છો? એ જતીને ઘેર હું જઈશ, એને કેમ સીધો કરવો તે મ્હને આવડે છે!'

શેઠને એ સાંભળીને નવાઈ લાગી અને એની હિંમત પ્રીદા થઈ ગયા. એમને લાગ્યું કે વખતે એનામાં એવું દૈવત હશે!

જતે દહાડે કાળઝાળ જતી આવ્યો અને પોતાની શરત મુજબ માગણી કરી. શેઠે એને ચંદુ, એક વછેરો ને એક વાઘોલીયું આપ્યું. વછેરાં ખાસ્સાં ઘોડા જેવાં અને વાઘોલીયાં મોટા વાઘ બની ગયાં હતાં.

કાળઝાળ જતી તો એમને લઈને ચાલ્યો.

જતે દહાડે એ હિમાચળ લગોલગ આવી લાગ્યો. ચંદુને કહે: 'પેલો સામે મહેલ દેખાય છે તેમાં તમે બધા જાવ. હમણાં હું આવી પહોંચું છું.'

ચંદુ ને પેલો ઘોડો તથા વાઘ એ બાજુ ગયાં અને જતી બીજી બાજુ ગયો.

પેલાં તો મહેલે પહોંચ્યાં.

એક હાડકાંના માળા જેવી બુઢ્ઢી ડોસી એમને જોઈને ઝારઝાર રડવા લાગી.

ચંદુ પૂછે: 'કેમ રડો છો માજી!'

'અરે બાપ! ધિક્કાર છે તારી જનેતાને! ફીટકાર છે તારા બાપને! તને તે એમણે શું જોઈને આ જતીને દીધો. એ તો વામપંથી છે તે તને આજે દેવીને નૈવેદ્ય દેશે. માટે નાસ નાસ! નાસી જવાય તો નાસી જા.'

પછી ચંદુને કાંઇ કહેવું પડે!

ઘોડે ચઢીને એતો જાય નાઠો. જે રસ્તે જવાય તે રસ્તે એ તો નાસ્યે જ ગયો.

થોડી વારે જતીએ આવીને ડોસીને પૂછ્યું: 'પેલાં બધાં ક્યાં ગયાં? આજે એમનો દેવીને ભોગ આપવાનો છે.

ડોસી કહે: 'કોની વાત કરો છો? અહીં તો કોઈ આવ્યું નથી.,

'હેં! કોઇ નથી આવ્યું? અરે તારીની! ત્યારે તો એ નાસી છૂટયો.'

અને જતી તો જાય નાઠો.

આગળ ચંદુને પાછળ જતી.

બેઉ જણ દરિયા કિનારે આવ્યા.

ચંદુ તો હતાશ થઇ ગયો. ઘોડો કહે: 'શું જુઓ છો? પેલો હમણાં આવી લાગશે. મને એડી મારોને લગામ તાણી ઝાલો.'

ચંદુએ એડી મારીને લગામ તાણી.

ઘોડો પાંખાળો બન્યો ને ઉડયો. પાછળ વાઘે ય ફલંગ મારી.

ત્રણે જણ આવ્યા સીંહલદ્વીપમાં.

જતી તો પાછળ આંખો ફાડતો ફાડતો ટગર ટગર જોઇ જ રહ્યો.

એણે હારી ખાધું. એનાથી દરિઓ વટી જવાય એમ ન હતું.

ત્રણે જણ ખૂબ રાજી થયાં.

ઘોડો ને વાઘ કહે: 'હવે અમે જઈએ. આ અમારા બે વાળ તમે રાખો. જ્યારે અમારી જરૂર પડે ત્યારે એ બંબેરીને અમને બોલાવજો એટલે અમે આવી પહોંચીશું"

જતાં જતાં એણે એક ભરવાડ જોયો. એને પોતાનો વેષ બદલવાનું મન થઈ આવ્યું. પોતાનાં કપડાં ભરવાડને દીધા ને પોતે ભરવાડનાં કપડાં–માથે ફાળીયું ચોતારી બંડી અને જાડું ધોતીયું પહેરી લીધાં; એની કડીઆળી ડાંગ પણ લીધી. શરીરે એક ઝાડનો રસ ચોપડયો તે એવો તો ફેરવાઇ ગયો કે કોઇ ઓળખે જ નહિ.

નગરમાં જઈને કામકાજની તપાસ કરી. સૌ કહે: 'અમારે કાંઇ ઢોરાં ચરાવવાં નથી.'

'રાજાજીની ગાયો ચરાવવા ભરવાડ જોઇએ છીએ. એટલે ત્યાં જાવ તો તમને કામ મળશે.' એમ કોઇએ કહ્યું.

એ ગયો રાજાજી પાસે. રાજાજીએ એને કામ દીધું. ગાયો લઇને એતો આઘે આઘે ચરાવવા જાય, વાંસળી વગાડે અને મઝા કરે.

રાજાજીને ત્રણ રાજકુમારી હતી. સાવિત્રી, સુભદ્રા અને સુલોચના.

ત્રણેના મહેલ જુદા જુદા.

ત્રણે ય કુંવારી.

એક દહાડે ચંદુને ગાયો ચરાવતાં ચરાવતાં એક

સરોવર જોઇને નહાવાનું મન થઇ આવ્યું, આજુ બાજુ કોઇ નથી એમ જોઇને એ નહાવા પડયો.

સુલોચના કુમારીનો મહેલ જરા પાસે હતો તેણે દૂરથી ચંદુને નહાતાં જોયો. એને જોઇને એ થંભી જ ગઇ.

'ઓહો ! આકાશનો ચંદ્રમા અહીં કયાંથી આવ્યો ? નક્કી કાંઇ ભેદ છે. માન ના માન પણ આ કોઇ રાજકુમાર છે. ભરવાડનાં રૂપરંગ ને વાન આવાં ન હોય !'

એને તો ચંદુને પરણવાનું મન થઇ ગયું.

થોડા વખતમાં રાજાજીએ ત્રણે કુમારીઓનો સ્વયંવર કર્યો.

સાવિત્રીએ એક સરદારને વરમાળ આરોપી.

સુભદ્રાની પસંદગી સેનાપતિ પર પડી.

સુલોચના સારી યે સભામાં ફરી વળી પણ કોઇ એને લાયકનું ન હતું.

'કોણ રહી ગયું ?' રાજાજીએ પૂછયું.

'પલો ભરવાડ નથી આવ્યો, પણ એનું તે શું કામ છે?' દિવાનજીએ કહ્યું.

'એમ તે કાંઇ થાય! એને યે બોલાવો.' રાજાજીએ કહ્યું.

તરત જ કોઇ જઇને ચંદુને બોલાવી લાવ્યું.

સુલોચનાએ એને કંઠે વરમાળ પહેરાવી. સારી સભા

સડક થઇ ગઇ ! અરે ભલા ભગવાન ! સુલોચના કુમારીને કોઇ ના જડયું તે ભરવાડને પસંદ કર્યો.

ચંદુ પણ છક્ક થઇ ગયો. એને તો ખબરે ય ન હતી કે સુલોચના કુમારી એને ઓળખી ગઇ હતી !

ત્રણેનાં લગ્ન થઇ ગયાં. મોટી બે કુંવરી તથા જમાઇઓને રાજાજીએ જાગીરો આપી. બિચારા ચંદુને કાંઈ ન આપ્યું. એ ભલો ને એની સુલોચનાનો મહેલ ભલો ! પણ તેમાં ય બહુ કાપકુપ થઇ !

રાજાજીને વારસ ન હતો એટલે ત્રણ જમાઇમાંથી વધારે લાયક કોણ છે તેની પરીક્ષા કરવા વિચાર કર્યો. પોતાની અવસ્થા થઇ હતી અને કેટલાક રાજ રોગોએ એમના દેહમાં ઘર કર્યું હતું. એની દવા કોઇએ બતાવી હતી પણ તે મેળવવી બહુ અઘરી હતી એટલે રાજાજીએ ત્રણે જમાઇઓને બોલાવ્યા અને કહ્યું: 'મારો રોગ મટે એવી દવા કોઇએ બતાવી છે પણ તે લઇ આવવાની કડાકુટ ઘણી છે. મારે માટે વાઘણનું દૂધ લઇ આવવાનું છે. માટે તમે બને તો પ્રયત્ન કરીને લઇ આવો.'

ત્રણે જણ ઉપડયા. પેલા બે જણ પોતાના સુંદર પોષાકમાં સજ્જ થઇને સરસ ઘોડાઓ પર સ્વાર થઇને નીકળ્યા હતા જ્યારે ચંદુ એક અડીઅલ ટટ્ટુ પર સ્વાર થઇને જેવાં તેવાં લુગડાં પહેરીને ઉપડયો હતો. પેલા બે તો એને જોતા જાય ને હસતા જાય !

ચંદુ નગર બહાર આવ્યો અને પેલા બે વાળ કાઢીને

બંબેર્યા એટલે તરત જ એનો અદ્દભુત વાઘ તથા ઘોડો આવી પહોંચ્યા. એણે તેમને પોતાની વાત અને વિગત કહી એટલે વાઘે એક વાઘણને લઇ આવવાનું માથે લીધું.

મહા ભયાનક અને ઘોર જંગલમાં પેલા બે જણ આવે તે પહેલાં ચંદુ અને એના સાથી પહોંચી ગયા, પક્ષીરાજ ઘોડા પર એ બેઠો ત્યારે એનું વાન અને પોષાક બદલાઇ ગયાં હતાં કે સરદાર કે સેનાપતિ એને જુએ તો યે ઓળખી શકે એમ ન હતું. એને વાઘે તરત જ એક વાઘણનું દૂધ દોહવાનું કહ્યું.

એ દૂધ દોહી રહ્યો હતો એટલામાં પેલા બે જણ આવી લાગ્યા અને ચંદુને જોઇ એમણે મનમાં નક્કી કર્યું કે એની પાસેથી યોગ્ય કિંમત આપીને દૂધ લેવું.

એમણે ચંદુને બધી વાત કહી અને રાજાજીને માટે દૂધ જોઇએ છીએ એમ જણાવ્યું. ચંદુએ માત્ર એકજ શરતે દૂધ આપવાની હા પાડી.

'આપની ટચલી આંગળીનાં ટેરવાં મને કાપી આપો તો હું આપને દૂધ આપીશ.'

બીજો કોઇ ઉપાય ન હોવાથી બેઉ જણે ટેરવાં કાપી આપ્યાં અને દૂધ લઇને ચાલ્યા. તેમના હરખનો પાર ન હતો.

એક બાજુથી આનંદમાં મસ્ત આ બે જણ નગરમાં દાખલ થયા અને બીજી બાજુથી ચંદુ પોતાના અડીઅલ

ટટ્ટુ પર દાખલ થયો. તેઓએ એને જોઇને પાછી ઠેકડી ફેરવા માંડી.

રાજાજી પોતાના બે કુળવાન જમાઇઓનું પરાક્રમ જોઇને રાજી થયા, અને તેમને ખૂબ માન અકરામ અને ઇનામથી નવાજ્યા. પોતાની બ્હેનનાં કમનસીબ પર સાવિત્રી ને સુભદ્રા ખૂબ હસ્યાં ! એમને એમજ લાગ્યું કે સુલોચના ફસી જ ગઇ ! કેવા ઓડાણી જેવાને પસંદ કર્યો !

સુલોચનાને પણ જરા આશા હતી કે તેનો પતિ કાંઇક કરશે પણ જ્યારે તેને ખાલી હાથે પાછો ફરેલો તેણે જોયો ત્યારે તેના શોકનો પાર ન રહ્યો. તેને વિચાર થયો કે આ માણસની પરીક્ષા કરવામાં મારી કાંઇ ભૂલ તો નથી થઇ ?

થોડા વખત પછી ફરીથી રાજાજીએ ત્રણે જમાઇઓને બોલાવ્યા. અને અમુક પહાડોની કઢણોમાંથી અમૃત જળ લઇ આવવાની સૂચના કરી.

ત્રણે જણ પહેલાંની પેઠે જ ઉપડયા. એકબીજાની ઠઠ્ઠામશ્કરી કરતા તેઓ પહાડ તરફ જવા લાગ્યા.

ચંદુએ પોતાનો પક્ષીરાજ ઘોડો અને અદ્‌ભૂત વાઘ બોલાવી લીધા અને પેલા બેઉ કરતાં જલદીથી પહાડની કઢણોમાં જઈ પહોંચ્યો.

'હવે પેલો પહાડ દેખાય છે તે હમણાં ફાટશે અને એનાં બે પડખાં જુદાં થઇ એક માર્ગ દેખાશે. એ વખતે તમે મને એડી મારજો અને એક સપાટે એ માર્ગ કુદા-

વરાવજો. આંખ મીંચીને ઉઘાડીએ એટલી વારમાં એ રસ્તો અંધ થઇ જશે અને જો જરાક ભૂલ્યા તો એ બે પડખાં વચ્ચે આપણે કચરાઇ જઇશું. અંદર જઇને તરતજ અમૃતજળ ભરી લેજો અને જઇએ છીએ તેજ રીતે જ્યારે પાછાં બેઉ પડખાં જૂદાં પડે ત્યારે મને બહાર કાઢજો.' પક્ષીરાજ ઘોડાની સૂચના મુજબ ચંદુએ ઘણીજ કાળજી રાખીને પેલા પહાડનાં પડખાં જૂદાં થયાં ત્યારે તે ઘોડાને એડી મારી આંખ મીંચીને ઉઘાડીએ તે પહેલાં અંદર કૂદાવી ગયો. બેઉ પડખામાંથી ભયંકર ગરમ વરાળ અને અગ્નિની જ્વાળાઓ નીકળી હતી તેની એણે રજેય દરકાર ન કરી. અમૃતજળ ભરીને જે રીતે એ ગયો હતો તેજ રીતે પાછો નીકળ્યો. એવામાં પેલા બે જણ આવી લાગ્યા. તેમણે ચંદુને ત્યાં જોઇને પોતાનું કામ સફળ થયું માન્યું. તેઓ એને કોઇ દૈવી મદદગાર માનતા હતા એટલે આ વખતે પણ તેમણે એની પાસે અમૃતજળની માગણી કરી. ચંદુએ તે એક સરતે–જો તેઓ પોતાના જમણા કાનની ટીશીઓ કાપી આપે તો–આપવાની હા પાડી.

પેલા બેઉ જણે તરતજ પોતાની ટીશીઓ કાપી આપી અને અમૃતજળ લઇને ચાલ્યા.

રાજાજીનો રોગ અને વૃદ્ધાવસ્થાની નબળાઇ એનાથી ગયાં. એટલે એણે બન્ને જમાઇઓની ખુબ પ્રશંસા કરી.

બિચારા ચંદુનો કોઇએ ભાવે ય ન પૂછ્યો.

સુલોચનાના દુઃખનો પાર ન રહ્યો. ખરેખર! કયા ચોઘડીએ તેણે આ પસંદગી કરી હતી કે આમ હીણાયા કરવાનું તેને વારેઘડીએ આવ્યા કરતું હતું.

એવામાં જોડેના એક રાજ્ય સાથે લઢાઈ જાગી. અને સૌ યુદ્ધ કરવા ચાલ્યા. રાજાજીનો મોટો આધાર તેના બે બહાદુર જમાઇઓ પર હતો.

સામા પક્ષનું સૈન્ય ચારગણું હતું એટલે આ વખતે તો સેનાપતિની હિંમત હારી ગઈ હતી. અને આ યુદ્ધનું પરિણામ શું આવશે તે વિષે તેઓ અતિશય ચિંતાતુર હતા.

પણ પહેલે દિવસે જ એક કૌતુક થયું. એક અદ્ભુત સ્વાર–જેને સેનાપતિ અને સરદાર પોતાના ગેબી મદદગાર તરિકે ઓળખતા હતા તે–પોતાના દૈવીઅશ્વ અને ભયંકર વાઘ સાથે એમની મદદે આવી લાગ્યો હતો. સામા પક્ષના લશ્કરનો એણે એના અશ્વે અને વાઘે જબરો ઘાણ વાળી નાખ્યો હતો. રાજાજી પણ એનાં પરાક્રમ જોઇને રાજી રાજી થઇ ગયા હતા અને એ કોણ હતો તે જાણવા તલપાપડ થતા હતા એવામાં સાંજ પડતાં જ પેલો સ્વાર અને એના સાથી ક્યાંના ક્યાં ચાલ્યા ગયા.

બીજે દિવસે એ પોતાના સાથીઓ સાથે મદદે આવ્યો અને સામા પક્ષના લશ્કરને તારાજ કરવા માંડ્યું. એ જોઇને શત્રુપક્ષ ગભરાઇ ગયો અને પોતાની હાર કબુલ કરી લઢાઇ બંધ કરવાની વિનંતી કરી.

હવે છેલ્લી છેલ્લી વખતે પેલા અદ્‌ભુત સ્વારને હાથે

તરવારનો નાનો સરખો ઘા લાગ્યો હતો એટલે રાજાજીએ તેની પાસે દોડી જઇ પોતાના અમૂલ્ય રૂમાલથી તેના ઘા પર પાટો બાંધ્યો હતો.

સુલેહનો ઉત્સવ બીજે દહાડે ઉજવાયો

ઉત્સવ વખતે પેલો ગેબી મદદગાર કોણ જાણે ક્યાં ગુમ થઇ ગયો હતો.

એ કોણ હતો તે તમે તો જાણો છો જ. ચંદુ સિવાય બીજું કોણ હોઇ શકે ?

ચંદુ પોતાના અડીઅલ ટટુ પર પાછો આવી ગયો હતો પણ ગેબી મદદગાર એ હતો એવી કોઇને યે ખબર જ ન હતી.

રાજાજીએ ગેબી મદદગારને ઓળખવા માટે પોતાના માણસો અને છૂપા જાસુસોને સૂચનાઓ કરી દીધી હતી. તે લોકોએ યુક્તિ પ્રયુક્તિથી ચંદુને હાથે ઘા પર વીંટેલો રાજાજીનો રૂમાલ જોઇ લીધો. અને તેના સમાચાર રાજાજીને પહોંચાડયા.

રાજાજીને એ સાંભળીને અચરજ થયું. ચંદુનામાં આટલું શૌર્ય હશે એનો એમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. તેમણે ચંદુને બોલાવ્યો અને તેના ઘા પર બાંધેલો પોતાનો રૂમાલ જોયો.

ચંદુને તેમણે પોતાનું ખરૂં ઓળખાણ આપવાની વિનંતિ કરી. હવે એનો વખત આવી પહોંચ્યો હતો. એટલે ચંદુએ પેલા બે વાળ ખંખેરી પોતાના સાથીઓને

બોલાવ્યા અને ઘોડાને અડયો. તરત જ ચારે બાજુથી સૈનિકોએ આનંદનો પોકાર કર્યો: 'ગેબી મદદગાર! ગેબી મદદગાર!

રાજાજીના આનંદનો પાર ન રહ્યો. નાનો જમાઇ બહુ જ લાયક માણસ હતો પણ પોતે જ તેને ઓળખવામાં ભૂલ કરી હતી તે એને સમજાયું.

ચંદુએ સરદાર ને સેનાપતિને ત્યાં બોલાવ્યા અને રાજાજીને કહ્યું કે જરા એમને પૂછો કે 'તમારી ટચલી આંગળીઓનાં ટેરવાં અને જમણા કાનની ટીશીઓ કયાં ગઇ?'

પેલા બેઉ જણ એ સવાલનો શો જવાબ આપે?

ચંદુએ એ બેઉ ચીજો રાજાજીને આપી અને એ ચીજોના બદલામાં એણે જ એમને વાઘણનું દૂધ અને અમૃત જળ આપ્યાં હતાં.

રાજાજીના આનંદનો પાર ન રહ્યો. ચંદુના ગુણગાન સારી યે સેનામાં થઇ રહ્યાં.

સાવિત્રી અને સુભદ્રા પોતાના પતિરાજોનાં પરાક્રમ સાંભળી શરમની મારી રડી પડી.

સુલોચનાનો હવે હસવાનો વારો હતો.

કોઈ હસે ને કોઈ રડે! જેવો જેનો વારો.

રાજાજીએ પોતાનો ગાદીવારસ નક્કી કરી લીધો. એમની પછી ચંદુને રાજ્ય મળે એવી એમણે ગોઠવણ કરી.

ચંદુએ પછી પોતાનાં મા બાપ અને ભાઇને ત્યાં બોલાવી લીધાં.

*

# વાદળ પરી

*

'અરે ભલા ભગવાન ! આ તે શો કાળો કેર અમારા પર વરસી રહ્યો છે ! તારા રાજમાં અમને આટલું બધું દુઃખ !' સારા એ નગરના લોક રો કકળ કરી રહ્યા હતા.

મણિપુરનાં રાજારાણી આજે હૈયાફાટ રૂદન કરતાં હતાં. આજે એમની એકની એક વ્હાલસોયી દીકરીનો વારો હતો.

મણિપુરપર કાળો કેર વરસતો હતો. એક ભયાનક વાદળી આવીને પહેલાં અનેક કન્યાઓ ઉપાડી જતી હતી, તેથી ઘણા વર્ષો પર એની સાથે કરાર કર્યો હતો કે વરસે દિવસે એને એક કુમારિકા આપવી અને એણે કોઇને રંજાડવું નહિ.

વરસોવરસ વારા મુજબ સૌ પોતપોતાની કન્યા આપતાં અને એ વાદળપરી એને કોણ જાણે કયાં લઇ જતી. કોઇ વખત એવી રીતે કન્યા મોકલતાં વિલંબ થાય તો વાદળપરીના મિજાજનો પાર રહેતો નહિ. તે નગરજનો પર દુઃખના ડુંગર વરસાવતી.

રાજકુમારી વીણા સૌને હદપાર વ્હાલી હતી. પણ રાજાજીનો વારો આવ્યો તે આપ્યા વિના કાંઇ ચાલે ? સૌ સરખાં. ખરો રાજા એ કે જે રાજા ને પ્રજાને ન્યાયની ને રીતની વાતમાં સરખાં ગણે. કચવાતે દિલે અને કકળતે હૈયે રાજા રાણીએ વીણાકુમારીને વધસ્થાન જેવા પર્વત તરફ વળાવી. વાજતે ગાજતે એને એ પર્વત પર લઇ જવામાં આવી અને તેની ઉપરની એક શિલા પર એને ગાદી નાખી બેસાડી, સૌ વિદાય થઇ ગયાં.

થોડી વારમાં આકાશમાં ભયંકર વિજળીઓ અને ગટગટાડ કરતી વાદળપરી આવી. વીણાકુમારીને પોતાની ગાભલાં જેવી દેહલત્તામાં વીંટી દીધી અને ધીમે રહીને એની આંગળી ચુસી એના શરીરનું લોહી ખેંચી લીધું. લોહીના જવા સાથે વીણાકુમારી મૂર્છા ખાઇને પડી.

એ કાળમુખી વાદળપરી કુમારીઓના લોહી ઉપર જ જીવતી હતી. એણે વીણાકુમારીને ઉપાડીને પોતાના આકાશી મહેલ તરફ ઉડવા માંડયું.

વિજયપાળ નામનો . એક જુવાન સરદાર બાજુએ ઉભો રહીને વાદળપરીની ચર્ચા જોતો હતો. વીણાકુમારીને માટે એને ઘણું માન હતું. વાદળપરીને લોહી ચુસી

લઈને મૂર્છામાં નાખી વીણાકુમારીને લઈ જતાં જોઈ, વિજયપાળ ઘણો ચીડાઈ ગયો. એણે ગરૂડનું રૂપ લીધું અને વીણાકુમારીને પોતાના નગર તરફ લઈ જતી વાદળપરીની પાછળ પડયો.

વાદળપરી વીણાકુમારીને પોતાના મહેલમાં લઈ ગઈ અને પલંગપર સુવાડી. અનેક કુમારીઓને એવી રીતે ત્યાં સુતેલી વિજયપાળે બારીવાટે જોઈ.

વાદળપરીને બહાર જવાની વાટજોતો વિજયપાળ લપાઈને એની હીલચાલ તપાસવા લાગ્યો. બધી કુમારીકાઓ વાદળપરીને ‘ માજી ’ કહીને બોલાવતી અને વાદળપરી એમને ખાવાપીવા આપી જરૂર પડયે એમનું લોહી ચુસી લેતી.

વાદળપરીને બહાર જતી જોઈ વિજયપાળ વીણા-કુમારીને મળ્યો અને તેને અને બીજી કુમારીકાઓને કોઈ પણ પ્રયત્ને વાદળપરી પાસેથી એનું મોત શાથી થાય એ પૂછવા સમજાવ્યું અને એની પાસે શી રીતે કામ લેવું તેની સમજણ પાડી.

વાદળપરી આવી એટલે બધી કુમારીઓએ એને કહેવા માંડયું: ‘માજી, તમે બહાર જાવ છો તે અમને બહુ ફીકર થાય છે. તમે નહિ હો તો અમારી શી દશા થશે?’

વાદળપરી કહે: ‘ ગભરાવ છો શું ? હું કાંઈ મરવાની નથી. ’

‘ પણ માજી. ઓછું જ કોઈ અમરપટો લખાવી લાવ્યું છે. ? ’

'ખરી વાત, પણ મારૂં મોત ક્યાંઇ રસ્તામાં નથી પડયું. તમારે ગભરાવું નહિ.' એમ કહી એણે વાત ઉડાવી.

ત્રણ ચાર વખત એવી રીતે કુમારીઓએ હઠ કરવાથી ને ખુબ આગ્રહ કરવાથી વાદળપરીએ કહ્યું કે: 'ગાંડી છોકરીઓ! માણસની પેઠે અમારાં મોત જમરાજાના હાથમાં નથી. પેલા પર્વતપર એક રાક્ષસ રહે છે. કોઇ તેની સાથે લડે, તેને મારે, અને એના શરીરમાં એક ઇંડુ છે તે કાઢીને મારા માથામાં લાવીને મારે તો મારૂં મોત થાય. ઇંડુ મારા હાથમાં આપે તો રાક્ષસ પણ જીવતો થાય ને હું યે જીવું. બોલો, હવે એ શી રીતે બનવાનું છે કે હું મરી જઇશ?'

'વાહ સારૂ થયું કે માજીનો આવરદા ખુબ લાંબો છે.' કહીને સૌએ ઉપરથી આનંદ બતાવ્યો પણ મનમાં બળી ઊઠયાં.

બીજી વખતે વાદળપરી બહાર ગઇ ત્યારે તેમણે વિજયપાળને વાત કરી. સૌને ધીરજ આપી અને વીણાકુમારીને પોતાની સાથે લઇ વિજયપાળ પેલા પર્વત તરફ ઉપડયો. રાક્ષસ સાથે વિજયપાળે લડાઇ શરૂ કરી. છ દહાડા સુધી એ જીવલેણ લડાઈ ચાલી અને રાક્ષસનાં છ માથાં એણે કાપી નાખ્યાં.

આ તરફ વાદળપરી માંદી પડી ને એની શક્તિ ઘટતી ચાલી.

બે દહાડા આરામ લઇને છેલ્લે દહાડે વિજયપાળે રાક્ષસની સાથે લડાઈ કરી તેનું સાતમું ડોકું ઉડાવી દીધું

અને એના શરીરમાંથી પેલું ઈંડુ કાઢી લીધું.

તરત જ એ વાદળપરી પાસે ગયો. એના હાથમાં ઈંડુ જોઇ વાદળપરીએ પોતાને ઇંડુ આપવા ઘણી આજીજી કરી. વિજયપાળે કહ્યું કે જો બધી કુમારીઓને લુગડાં ઘરેણાં આપી, સાજીતાજી કરીને મણિપુર પહોંચાડે તો એ ઇંડુ આપું.

વાદળપરીએ જરા વારમાં બધી કુમારીઓને પોતાના જાદુથી સાજીતાજી કરી અને પુષ્કળ વસ્ત્રો તથા અલંકાર અને રથ ને પાલખીઓ આપી મણિપુર વિદાય કરી અને વિજયપાળ પાસે ઈંડું માગ્યું.

વિજયપાળે એને ઈંડુ લેવા પાસે બોલાવી અને હાથમાં આપવાને બદલે બરાબર તાકીને એના માથામાં ઈંડુ માર્યું. વિજળીના જેવા કડકા સાથે ઈંડું ફાટયું અને વાદળપરી મરણ પામી.

વિજયપાળ આનંદ પામતો મણિપુર ગયો. ત્યાં એના આવકારની ધમધોકાર તૈયારીઓ ચાલતી હતી. વીણાકુમારીએ એના પરાક્રમની વાત રાજારાણીને કરી હતી. તેમણે એને ભારે આવકાર આપવાના હુકમ આપી દીધા હતા.

વિજયપાળને વાજતે ગાજતે વધાવીને રાજારાણીએ રાજમહેલમાં આણ્યો. આખે રસ્તે નગરજનોએ એને ફુલે વધાવી લીધો.

થોડા વખતમાં મણિપુરમાં ભારે ધામધુમથી વિજયપાળ અને વીણાકુમારીનાં લગ્ન થયાં. આખુંએ નગર આનંદથી ઘેલું થઈ ગયું હતું.

# ઉસ્તાદજી લંબકર્ણ

*

ઝૂંબા કુંભારના લંબકર્ણજી ગધેડા હતા. ઘરડા થયા કે કુંભારે હરેડા મુકયા. ડીફાં ખાઇને તેમની પીઠ રંગાઈ એટલે શહેરમાં જઇ કાંઇ ધંધો કરવા વિચાર કર્યો, સંગીતશાસ્ત્ર એમના જ બાપનું! 'ના હું તો ગાઇશ' વાળા નામદાર એમના જ પિતરાઇ! લંબકર્ણજીની સ્વારી વળી વડોદરા તરફ.

રસ્તામાં મળ્યો એક કુતરો. જમ્બુ કુતરો પૂછેઃ 'કયાં જાઓ છો?'

લંબકર્ણ કહેઃ 'વડોદરે. આપણે ત્યાં જઇને ઉસ્તાદજી થવું છે. ધંધા વગર શાન્તિ નથી.'

કુતરો કહે : ' હું આવું ? '

લંબકર્ણ કહે : 'ચાલને ભાઈ ! એકથી ભલા બે. તું એ કય ઓછો છો ? મૌલાબક્ષ તારા આગળ ખાંડ ખાય !

કુતરો કહે: 'ચાલો ત્યારે ! ગામડાનાં માણસથી હું યે કંટાળ્યો. આખો જન્મારો નીમકહલાલીથી સેવા કરીને ઘરડે ઘડપણ-જવા દો ને વાત !'

બેઉ જણ જતા હતા ત્યાં બીલાડી મળી. બીલાડી પૂછે: 'કયાં જાઓ છો ?'

બેઉ કહે: 'વડોદરે'

' હું આવું ? '

'ચાલને બાઈ, બેથી ભલાં ત્રણ. તારો રાગ પણ કયાં ઓછો છે ? ઝીણો ને મીઠો મધ જેવો.'

બીલ્લીબાઈ પણ સાથે થયાં.

એટલામાં કૂકડો મળ્યો. તે પૂછે: 'કયાં ચાલ્યા ?' સૌ કહે: 'વડોદરે.'

' હું આવું ? '

' ચાલને ભાઈ, ત્રણથી ભલા ચાર. તું યે કયાં ઓછો ગવૈયો છો ? '

ચારે જણ વડોદરાને માર્ગે ચાલ્યાં. જતાં જતાં રાત પડી. એક ઝાડ નીચે બધાંએ રાતવાસો રહેવાનું ઠરાવ્યું. લંબકર્ણજી નીચે સૂતા, કુતરાભાઇ એક બાજુ પડયા. બીલાડી બખોલમાં પેઠી અને કૂકડાભાઈ ઝાડે ચઢયા.

ઉંચી ડાળી પર ચઢીને તેણે જોયું તો દૂર એક ઠેકાણે દીવો બળતો જણાયો.

ચારેએ મળી વિચાર કર્યો કે આ કરતાં તે ભલું. ચાલોને ત્યાં. સૌ ત્યાં ગયાં. રાત અંધારી હતી પણ ઘરમાં દીવો બળતો હતો. દીવાના તેજમાં ગધેડા ભાઇએ જોયું તો ચાર ચોર લ્હેરથી જમતા હતા. જંગલમાં બહાર પડી રહેવા કરતાં અંદર રહેવા મળે તો મઝા પડે એમ ધારી સૌએ એક યુક્તિ કરી. લંબકર્ણજી ઉપર જમ્બુ ચઢયો. તેના ઉપર બીલ્લીબાઇ ને ટોચે કૂકડો ! કાચની બારી પાસે જઇ ચારેએ પોતાનું સંગીત શરૂ કર્યું અને ઘર પર હલ્લો કર્યો. ખણુણુણ કરીને કાચ ભાંગ્યો અને 'કૂવાક' કરતો કૂકડો, 'મ્યાઉ' કરતી બીલ્લી, ને 'વ્હાઉ વ્હાઉ' કરતો જમ્બુ અંદર કૂધાં.

ચોર સમજ્યા કે આ કોઇ ભયંકર રાક્ષસ આવ્યો ! એટલે તેઓ મૂઠીઓ વાળીને દોડયા. લંબકર્ણજી અંદર ગયા ને બધાયે ખૂબ મોજ મારી. મોડી રાતે દીવાબત્તી બંધ કરી ચારે સુઇ ગયાં. કૂકડો સૂતો માળીએ, બીલાડી સૂતી રસોડામાં, જમ્બુ સૂતો આંગણામાં ને લંબકર્ણજી સૂતા ઓરડામાં.

મોડી રાતે દિવો હોલવાયલો જોઇ ચાર ચોરમાંનો એક જણ ધીરે રહીને ઘરમાં પેઠો. ધીરે રહીને રસોડામાં જઇ દિવાસળી શોધી કાઢી; ને બિલાડીની આંખોને દેવતા ધારી તેમાં દિવાસળી ચાંપવા ગયો. ત્યાં તો બીલાડીએ કુદીને તેને નહોર માર્યા. કૂકડો ઉઠયો ને તેનું પાઘડું ખેંચ્યું.

ચોર ગભરાયો ને નાઠો. આંગણામાં જમ્ભુ એને પગે કરડયો. મુઠીઓ વાળીને ચોર નાઠો. નાસતાંયે તેને ભોંય ભારે પડી.

પેલા ચારે જણુને એ ઘર પસંદ પડી ગયું અને હજીયે તેઓ ત્યાં જ રહે છે ને મઝા કરે છે. તેમના સંગીતના જલસા મ્હેં તો ઘણી વાર સાંભળ્યા છે. તમારે આવવું છે ? લંબકર્ણજીએ તમને પણ નોતરૂં આપવાનું અમને ખાસ ભાર દઇને કહ્યું છે.

*

# બ્રાહ્મણ અને વાઘ

*

એક હતો બ્રાહ્મણ. વટેમાર્ગુ. એક ગામની ભાગોળે તેણે વાઘને પાંજરામાં પુરેલો જોયો. વાઘ કહેઃ 'મહારાજ ! મ્હને લોકો ભૂખે તરસે મારી નાખે છે. મને જરાક કાઢો. હું પાણી પીને પાછો પુરાઇશ.'

બ્રાહ્મણ કહેઃ 'ના રે ભાઈ, તું મ્હને ખાઇ જાય.'

વાઘ કહેઃ 'નહિ ખાઉં, દયાનીધિ.'

બ્રાહ્મણે વાઘને બહાર કાઢયો. વાઘ કહે : 'હવે તો તને ખાઈ જાઉં ને પછી પાણી પીઉં !'

બ્રાહ્મણ કહેઃ 'રાખ. આપણે પાંચ જણને પૂછીએ. પંચ ત્યાં પરમેશ્વર. જો બધા કહે તો મને ખાઇ જજે.'

વાઘ કહેઃ ‘ ભલે. ’

પછી તેમણે વડને પૂછ્યુંઃ ‘ વડ રે વડ! ન્યાય કર.’

વડ પૂછેઃ ‘શાનો ન્યાય ?’

બ્રાહ્મણે બધી વાત કહી, એટલે વડ કહેઃ ‘માણસ ઘણું ખરાબ પ્રાણી છે. મારી નીચે બેસી મહને જ કાપવા ફરે છે. માટે વાઘ ભલે માણસને ખાઇ જાય !’

વાઘ કહેઃ ‘ ખાઉં. ’

બ્રાહ્મણ કહેઃ ‘ રાખ, હજી બીજા ચારને પૂછીએ.’

પછી મળ્યો ઘોડો. ઘોડાને વાત કહી એટલે તે કહેઃ ‘ માણસ ઘણું ઘાતકી પ્રાણી છે. મને ચાબુક મારીને ખુબ દોડાવે છે. માટે વાઘ ભલે માણસને ખાઇ જાય ! ’

વાઘ અધીરો થયો પણ બ્રાહ્મણે વાર્યો.

હવે આવ્યો કુતરો. કુતરો કહેઃ ‘માણસ અને તેમાંયે બ્રાહ્મણ તો ઘણા જ ખરાબ. તે મને અસ્પશ્ય ગણે છે, અને ઘણો ત્રાસ દે છે, માટે વાઘ ભલેને એને ખાઇ જાય !’

એવામાં એક હરણ મળ્યું. હરણ કહે : ‘ માણસ મારો શિકાર કરે છે, માટે વાઘ ભલે એને ખાઇ જાય. ’

વાઘને ધીરજ ન રહી; પણ બ્રાહ્મણે કહ્યું: ‘ હજી એક જણને પૂછવાનું બાકી છે; પછી ભલે તું ખાઇ જા.’

સામેથી આવી શિયાળ. તેને બધી વાત કહી; એટલે ભારેખમ થઇ ડોકું હલાવી તે કહેઃ ‘ નારે ભા; એમ તે કાંઇ ન્યાય થાય ? મને તમારી જગ્યા બતાવો. ’

બધા ગયા પાંજરા પાસે.

શિયાળ પૂછેઃ 'મહારાજ ! તમે ક્યાં ઉભા હતા ?'

બ્રાહ્મણ કહેઃ 'આમ.' એમ કહીને પોતે ઉભેલો, તેમ ઉભો.

પછી વાઘને કહે, 'તમે ક્યાં હતા ?' એટલે વાઘ કુદીને પાંજરામાં પેઠો.

પાછી શિયાળ પૂછેઃ 'બારણું ઉઘાડું હતું કે બંધ ?'

વાઘ કહેઃ 'બંધ, ને આંકડી મારેલી હતી.'

શિયાળે બારણું બંધ કર્યું અને આંકડી મારી; અને પૂછ્યુંઃ 'આમ જ ને ?'

વાઘ કહેઃ 'હા.'

પછી ધીરેથી શિયાળ બોલીઃ 'હવે ન્યાય થઇ ગયો. મહારાજ ! તમે તમારે રસ્તે પડો; અને વાઘજીભાઇ ! તમે કૂટો માથું, ને કાઢો ડોળા. તમારા ડોળાથી કોઇ બ્હીવાનું નથી. પેલે બિચારે તમને કાઢ્યા તેનો તમે સારો બદલો આપતા'તા ! ખરૂં ને ? હવે કૂટો માથું, ને કાઢો ડોળા !'

શાણી શિયાળે ન્યાય કર્યો !

*

# વરસની વહેંચણી



બ્રહ્માએ સૃષ્ટિ રચવાનો વિચાર કર્યો ત્યારે વિધાતાની સલાહ લીધી. બેઉ જણે મળીને નક્કી કર્યું કે સૃષ્ટિમાં સૌને સરખો આવરદા આપવો. કોઇ વ્હાલું યે નહિ ને કોઇ અળખામણુંય નહિ. સૌ સરખાં.

પછી ચાળીસ વરસનો આવરદા નક્કી કર્યો.

થોડો વખત થયો ને માણુસ ફરીયાદ કરવા આવ્યો કેઃ 'મારે તો ઘણુંઘણું કરવું છે ને આટલી ટુંકી શી જીંદગીમાં તો કાંઇ ન થાય, માટે મને થોડાં વરસ આપો.'

બ્રહ્મા કહેઃ 'અમે તો વરસની વહેંચણ બરાબર કરી નાખી. કોઇને વધારે પડતાં હશે તો તને દઇશ.'

આમ વાત ચાલે છે ત્યાં એક બળદ આવ્યો. એ કહે કેઃ 'ચાળીસ વરસ મને વધારે પડે છે, કારણ કે એટલી લાંબી જીંદગી ગદ્ધા વૈતરૂં કરીને કાઢતાં મને નવનેજા થશે.' બ્રહ્માએ બળદ પર મહેરબાની કરીને તેનાં વીસ વરસ ઓછાં કરી માણસને આપ્યાં.

એટલામાં એક કુતરો આવ્યો, ને અરજ ગુજારી કે, 'તાબેદારી કરીને મારે જીંદગી ગુજારવી પડશે; માટે મારાં વરસ ઓછાં કરો. નહિ તો ભસી ભસીને મારૂં ડાચું દુઃખશે.'

બ્રહ્માએ તેના ઉપર ઉપકાર કર્યો ને વીસ વરસ ઘટાડીને માણસને દઇ દીધાં.

એવામાં આવ્યો બગલો. તે કહેઃ 'નદીમાં ઉભા રહેતાં મારો તો આવરદાય નહિ ખુટે. આટલાં વરસ બહુ વધારે છે. કાંઇક ઓછાં કરો.'

બ્રહ્મા એનાપર પણ રીઝયા ને વીસ વરસ ઓછાં કરી માણસને આપ્યાં.

બધાં બ્રહ્માને પગે પડીને રવાના થયાં. માણસનો આવરદા સો વરસનો થયો.

પહેલાં ચાળીસ વરસમાં માણસે ખાવું, પીવું, ખેલવું ને ધંધોધાપો કરવો.

પછી વીસ વરસ બળદના આવ્યાં. તેમાં આખા કુટુંબનો ભાર ઉપાડવો. માબાપ ઘરડાં થઇ ગયાં હોય, છોકરાં થયાં હોય તે ભણાવવાનાં ને પરણાવવા પસ્તાવવાનાં હોય, ને સંસારની ધુંસરી ઉપાડતાં તેની ડોક રહી જાય.

પછી આવ્યાં કુતરાનાં વીસ વરસ. ઘરડી અવસ્થા! છોકરાંની વહુવારૂના હાથમાં કારભાર જાય. તેમનાં ય છોકરાં થાય. ખમાય ન ખમાય ને મીજાજ જાય; ને બુમબરાડા પાડ્યા જ કરે.

છેલ્લાં વીસ વરસ બગલાનાં. ના પુરૂં સંભળાય, ચુંચી આંખો, બોખું મોં. સૌ સતાવે. છોકરાં ય ચીડવે. દાંત નહિ તે જે આવે તે બોબોબો બગલા પેઠે ગળી જાય.

વહેંચણીમાં લાલચુ માણુસ પારકાનાં વરસ લઇને નાહકનો દુઃખી થયો એમ વિચાર કરતો કરતો મરણ પામે.

બ્રહ્માએ પારકી પીડા માણુસને દઇને સુખી કર્યો કે દુઃખી તે કોણ કહી શકે?

*

# નાગરાજ

*

'પણ બધાના જેવી તમારી જીભ કેમ નથી ?'

કાશી નગરીના વિદ્વાન બ્રાહ્મણને એની જીભની વિચિત્રતા જોઇ એની સ્ત્રીએ પૂછ્યું.

એ વિદ્વાન પંડિતનું નામ નાગદત્ત, અને સ્ત્રીનું નામ સુરેખા.

સુરેખાના બાપ પાસે નાગદત્ત વિદ્યા ભણ્યો હતો, અને એની ચાલાકી તથા બુદ્ધિથી પ્રસન્ન થઇને એના ગુરૂએ પોતાની વ્હાલસોયી દીકરી સુરેખા સાથે એનાં લગ્ન કરી આપ્યાં હતાં.

નાગદત્તને મા યે ન હતી અને બાપે ય ન હતો. સુરેખાએ સત્તર વાર પૂછ્યું હશે પણ એણે સગાંવહાલાં હોવાની પણ ના જ પાડયા કરી હતી.

એની જીભમાં કાપ હતો. આપણી જીભને એક અણી હોય છે. એને બે અણી હતી. એ હમણાં પોતાની એ ખોડ સુરેખાથી છૂપાવવા મથતો. પણ એક દહાડો સુરેખા એ જોઇ ગઇ અને એને પૂછ્યું.

'એ જાણ્યાથી શો ફાયદો? મને તો એ ખોડ છે.' નાગદત્તે જવાબ આપ્યો.

'એવી તે ખોડ હોતી હશે! કહો ના કહો પણ તમે મારાથી કાંઇક છૂપાવો છો.'

'ના રે ના. છૂપાવે શું? પણ ચાલને, આપણે દ્વારકાની જાત્રા કરવા જઇએ.' નાગદત્તે સુરેખાનું મન બીજી બાજુ વાળવા જાત્રાની વાત કાઢી.

'ઘણી સારી વાત કહી. ક્યારે જઇશું?' સુરેખાએ રાજી થઇને પૂછ્યું.

'કાલે જ ઉપડીએ.'

બીજે દહાડે તેઓ દ્વારકા જવા નીકળ્યાં.

સુખરૂપ જાત્રા કરી રણછોડરાયનાં દર્શન કરી બેઉ આનંદ કરતાં પાછાં ફર્યાં.

રસ્તે સુરેખાને જીભની વાત યાદ આવી અને એણે એનો ભેદ જાણવાની હઠ લીધી.

અને પછી તો સ્ત્રીની હઠ! નાગદત્તે એને ઘણું યે સમજાવી, પણ એ એકની બે ન થઇ. સુરેખાને નવમો મહિનો જતો હતો એટલે બાળક અવતરે ત્યાં સુધી થોભવાને કહ્યું, પણ સુરેખાએ પોતાની હઠ ન છોડી.

છેવટે નાગદત્તે કહ્યું: 'તારી હઠ છે તો કહું છું. બાકી પરિણામ તારા લાભમાં નહિ આવે.'

'ભલ્યું ના આવે તો–પણ કહો તો ખરા' સુરેખા બોલી.

નાગદત્તે પોતાની વાત શરૂ કરી: 'જો સુરેખા! ખરી વાત એ છે કે તું જુએ છે એ મારૂં ખરૂં રૂપ નથી. હું પોતે નાગકુમાર છું અને વિદ્યા ભણવા માનવરૂપે તારા પિતાજી પાસે આવ્યો હતો. એમનું વચન ન ઉથાપાય એમ માનીને હું પરણ્યો. મારો ભેદ કહ્યા પછી હવે મારાથી માણસરૂપે રહી શકાશે નહિ.'

એમ કહીને એતો પાસેના તળાવમાં પડીને પોતાના મૂળ સ્વરૂપનો નાગ બનીને ચાલ્યો ગયો.

સુરેખા તો એટલી ગભરાઇ ગઇ કે એને શું કરવું તે સમજાયું નહિ. વનવગડામાં એકલી અટુલી અને સંસારમાં સગાસંબંધી વિનાની જીંદગી ગુજારવા કરતાં સતી થઇ બળી મરવાનો એને વિચાર આવ્યો.

આજુબાજુથી લાકડાં એકઠાં કરી એણે ચીતા ખડકી.

એવામાં એને પીડા વધી પડી અને થોડી વારે રૂપાળો રતન જેવો દીકરો આવ્યો.

દીકરામાં એનું મન ન લાગ્યું. એને ધરતી માને ખોળે મૂકી પોતે બળી મરી.

હવે પેલા બાળકનું શું? એ તો કિલકિલાટ કરતો હાથપગ ઉછાળતો હતો.

એવામાં સડસડાટ કરતો એનો બાપ પોતાના અસલ નાગના સ્વરૂપમાં આવ્યો અને ગુંચળું વળીને એને ઉપાડી લીધો. પોતાની ફેણુ એના ઉપર ધરી અને એનો કિલકિલાટ જોઇ મનમાં રાજી થવા લાગ્યો. એના મનમાં સુરેખાનો આપઘાત ઘણો સાલ્યા કરતો હતો.

એ દેશનો રાજા વીરસેન એ રસ્તે થઇને શીકાર પાછળ પડતા રસ્તો ભુલેલો, તે જતો હતો. એની નજરે ઉપરનો દેખાવ પડયો. નાગને આવી રીતે બાળકને રમાડતો જોઈ એ તો થંભી જ ગયો !

બે હાથ જોડીને એ ડરતો ડરતો નાગની પાસે ગયો.

નાગે એને માનવવાણીમાં કહ્યું: 'ભાઇ વીરસેન ! તમને બાળક નથી એની મને ખબર છે. તમે આને લઇ જાવ. એને તમારા કુમાર તરીકે ઉછેરજો. એ ભાગ્યશાળી પુરૂષ થશે અને તમારા વંશનો ઉદ્ધાર કરશે. એનું નામ નાગરાજ પાડજો.'

રાજા વીરસેને બાળકને લીધો અને પોતાની રાણીને ઉછેરવા આપ્યો. નાગદેવતાની પ્રસન્નતાને લીધે રાજારાણીના આનંદનો પાર રહ્યો નહિ.

જતે દહાડે નાગરાજ મોટો થયો અને એણે પુષ્કળ દેશ જીત્યા. નાગપુર નામનું એક વિશાળ શહેર એણે પોતાના નામપરથી વસાવ્યું.

અને એના વંશજો પોતાની પાઘડીનો આકાર નાગનું ગુંચળું વળેલું અને ફણા પસારી હોય એવો રાખતા, અને નાગને પોતાના કુળદેવતા તરીકે માનતા.

# ત્રણ દીકરા

*

વડનું મોટું ઝાડ હતું. લાંબી લાંબી વડવાઇઓ હતી. થડ ને વડવાઇઓએ આંટીઘુંટીની રમત કરેલી.

તેની વચ્ચે એક જોડું રહે. એક ઉંદરડો ને એક ઉંદરડી.

ઉંદરડીને થોડા વખત પછી દીકરો આવવાનો હતો. તેણે આગલા બે પગ જોડીને, માથું નમાવી, પરમેશ્વરની પ્રાર્થના કરી, 'હે ભગવાન! મને દો તો દીકરો દેજો. મારો દિ વાળે એવો દીકરો. મહાબળવાન દીકરો.'

થોડા દહાડે એને દીકરો આવ્યો.

પણ દીકરો કેવો ?

તમે કહેશો, કે 'એના જેવો ઉંદરડો.'

નારે! ના! ઉંદર નહિ; પણ ખાસ્સો મોટો વાઘ. આવ્યો તેવો જ જોતજોતામાં મોટો થઇ ગયો ને વન ગજાવી મૂક્યું.

ઉંદરડીબાઇ રાજી રાજી થયાં. આવો રૂડો રૂપાળો ને મહાબળવાન દીકરો કોને ન ગમે?

પણ થોડા દહાડામાં વાઘજીભાઇ કહે: ' મારે તો જંગલમાં જવું છે. મારે મારા ભાઇઓ સાથે ઘણું ઘણું કામ છે.'

એની માને રડવું આવ્યું.

આવેસ્તોને. માનું હેત. દીકરો દૂર જાય તે શે ખમાય? વાઘજીભાઇ કહે ' રડશો નહિ. હું જાઉં છું ખરો; પણ જ્યારે જરૂર હશે. ત્યારે તો હાજર થઇશ. આ મુઠ્ઠી ભરીને વાળ લો. મારી જરૂર હોય ત્યારે તે હવામાં ઉરાડજો ને ત્રણ વખત મારા નામની બૂમ પાડજો, એટલે હું આવી પહોંચીશ.'

એમ કહી મુઠ્ઠી ભરી વાળ દઇને વાઘ તો ગયો.

થોડા દહાડા પછી વળી પાછા ઉંદરડીબાઇએ ભગવાનને સંભાર્યા ને પ્રાર્થના કરી: ' હે ભલા ભગવાન! આ વખતે તો મને રૂપરૂપના અંબાર જેવો દીકરો દેજે.'

એને ચારે દહાડે દીકરો આવ્યો. પણ દીકરો કેવો?

એના જેવો ઉંદરડો નહિ; પણ ખાસ્સો ટહુકા કરતો રૂડો રૂપાળો મોર!

ઉંદરડીબાઈના હરખનો પાર ન રહ્યો.

થોડા દહાડામાં મોરે પણ જવાની વાત કરી.

ઉંદરડીબાઈને રોવું આવ્યું.

મોર કહેઃ 'મા શું કામ રડો છો? હું તો કંઈ દૂર નહિ જઉં. આ મારાં બે પીછાં લો. કામ પડે ત્યારે હવામાં ઉરાડજો એટલે હું જ્યાં હઈશ ત્યાંથી ઝટ દઈને આવીશ.'

બે પીછાં દઈને મોર ઉડી ગયો.

વળી પાછાં ઉંદરડીબાઈ દેવની પ્રાર્થના કરવા લાગ્યાંઃ 'હે દયાસાગર! આ વખતે તો મને અક્કલવાળો, રૂડો રૂપાળો ને બળવાન દીકરો દેજે કે મારૂ કુળ અજવાળાય ને દિ વળે.'

દેવે તેને દીકરો દીધો : ખાસ્સો બત્રીસલક્ષણો. હસતો બોલતો દીકરો તમારા ભાઈ જેવો ભાઈ!

ઉંદરડીબાઈ તો નાચે, કૂદે ને ગીત ગાય. એનો હરખ માય નહિ.

રાંકને રતન મળ્યાં. ભારે જતન કરવા માંડ્યાં.

દીકરો તો દહાડે ના વધે એટલો રાતે વધે ને રાતે ના વધે એટલો દહાડે વધે. રોજ રોજ આજુબાજુ રમવા જાય ને પાછો દરમાં ભરાઈ જાય. દર પણ ખાસ્સું મોટું કરવું પડેલું. ના કરે તો ચાલે કેમ?

એમ કુંવર મોટો થયો.

એક દહાડો એ બહાર બેઠો હતો એવામાં એક હજામ ત્યાં થઈને નીકળ્યો.

હજામની જાત અઢકપાંસળી, અટકચાળી ને બટકબોલી.

તે કુંવરને કહેઃ 'અરરર! તારા નખ વધી ગયા છે તે લેવડાવી લે ને.'

કુંવરે તો હા પાડી.

હજામે નખ લીધા.

પણ નખની તે શી વાત થાય? એ તે કાંઇ જેવા તેવા નખ હતા. જાણે નરી હીરાકણીઓ! હજામ તો આભો જ થઇ ગયો!

એને રાજાજીની હજામત કરવા જવાનું હતું. બિલાડીના પેટમાં ખીર રહે, તો હજામના પેટમાં વાત ટકે. એણે રાજાને વાત કરી, ને નખ બતાવ્યા.

નખ નહિ પણ હીરાકણીઓ! રાજાજી તો લોભાઇ ગયા. એમને થયું, એવો કુંવર મારે હોય તો કેવું સારૂં!

એમણે તો તરત જ હૂકમ છોડયો.

'સિપાઇ, આ હજામની સાથે જાવ ને એ છોકરાને લઇ આવો.'

સિપાઇઓ તો પેલા છોકરાને લઇ આવ્યા.

એને જોઇને રાજાજી હરખાયા.

પણ કોણ જાણે કેમ! થોડીવારે તેમણે તો કુંવરને ધમકાવ્યો ને કહ્યુંઃ 'જા બે દિવસમાં ચાર ભયંકર વાઘ મારા મહેલની ચોકી કરવા લઇ આવ. જો નહિ લાવે તો તારી માને

મારી નંખાવીશ ને તને ગુલામ કરીને રાખીશ. જો લાવી દઈશ તો રાજકુંવરી જોડે પરણાવી તને અર્ધું રાજ આપીશ.'

કુંવરને તો શું કરવું તે દેશ ને દિશા સમજાયાં જ નહિ!

વીલે મોઢે એ ઘેર આવ્યો ને ઉંદરડીબાઇને બધી વાત કહી.

તે કહેઃ 'બેટા! એમાં ગભરાય છે શાને? લે, આ મુઠ્ઠી વાળ. એ હવામાં ઉરાડીને 'વાઘજીભાઇ, વાઘજી-ભાઇ' એમ ત્રણ વાર બૂમ મારજે. એટલે તારૂં કામ થશે.'

વાળ લઈને તે બહાર આવ્યો ને હવામાં ઉરાડી બૂમ મારીઃ 'વાઘજીભાઇ! વાઘજીભાઇ! વાઘજીભાઇ!'

એકાએક વાઘની ત્રાડ સંભળાઇ ને એક વાઘ ભયંકર ઘુઘવાટા કરતો દોડી આવ્યો ને બોલ્યોઃ 'શું છે?'

'તમારૂં કામ પડયું છે.'

'શું કામ છે?'

કુંવરે માંડીને બધી વાત કહી; એટલે વાઘ હસીને કહેઃ 'ઓહો! એમાં શું? ચારને બદલે ચારસો વાઘ આપું. તારા રાજાને જોઇએ તેટલા રાખે, પછી શું?'

એમ કહીને એણે ત્રાડ પાડવા માંડી. ચાર ત્રાડ પાડી ત્યાં તો ચારસો વાઘ એકઠા થઇ ગયા. તેમાંનો પહેલો વાઘ કુંવર પાસે આવ્યો ને તેને પોતાની પીઠ પર બેસાડયો.

વાઘ તો ચાલ્યા રાજાજીને મહેલે.

વાઘની સેના આવતી જોઇને સૌ હબકી ગયાં. આખા નગરમાં નાસભાગ ને બૂમરાણ થઇ રહ્યાં. પણ બધા વાઘ ડોલતા ડોલતા દરબારગઢમાં પહોંચ્યા, જાણે પાળેલાં મેઢાંસ્તોને !

રાજાજીની પાસે જઈ કુંવર કહેઃ 'લ્યો રાજાજી, આ ચારસો વાઘ. જોઇએ તેટલા રાખો.'

રાજાજીએ ચાર વાઘ ચૂંટી કાઢયા ને બીજા બધાને રજા આપી.

પણ રાજાએ કુંવરને દીકરીએ ના દીધી ને રાજ્યે ય ન આપ્યું !

રાજા કહેઃ 'કાલે બપોરે મારે ચાર સુંદર મોર જોઇએ. તે નહિ લાવે તો તારી માને મારી નંખાવીશ ને તને ગુલામ કરીને વેચી દઇશ.'

કુમાર તો વીલે મોઢે ઘેર આવ્યો ને માને વાત કરી. મા કહેઃ 'એમ હિમ્મત ના હારીએ. આ બે પીછાં લે. બહાર જઇને હલાવજે ને ત્રણવાર મોરલાભાઈને બોલાવજે.'

કુમારે બહાર જઈ પીંછાં હલાવીને બૂમ મારીઃ 'મોરલાભાઇ, મોરલાભાઇ, મોરલાભાઈ.'

'ટેંહુક, ટેંહુઇયાં' કરતોકને એક મોર ઉડી આવ્યો.

કુમારે એને બધી વાત કરી. તે કહેઃ 'ઓહો ! એટલું જ ને ? ચાર નહિ પણ ચાળીસ મોર આપું. તારા રાજાને જોઇએ તેટલા રાખે.'

એમ કહી એણે ટહુકા કર્યા, એટલે ચારેકોરથી મોર ઉડી આવ્યા. ચાર મોરે કુમારને ઉપાડયો. ઉડતા ઉડતા બધા મોર રાજાજીને મહેલે આવ્યા.

રાજાજીએ ચાર મોર પસંદ કર્યા.

કુમારનાં માન વધ્યાં; પણ હજી યે કંઇક બાકી હતું. એક પરીક્ષા અધૂરી હતી.

રાજાજીને ખબર હતી કે કુંવરની મા કોણ હતી. તે કહેઃ 'તારી મા મારા મોટા હાથીની સાથે લડીને તેને હરાવે તો હું મારી શરત પાળું.'

કુંવરે માને વાત કરી. માએ એ કબૂલ કરવાની સલાહ આપી.

દિવસ નક્કી થયો.

હાથીની અને ઉંદરડીની સાઠમારીની વાત સાંભળી લોકનાં ટોળેટોળાં જોવા ઉમટયાં. સૌ કહેઃ 'રાજાજીની અક્કલ પણ ખુટી ગઈ લાગે છે! ઉંદરડી સાથે તે હાથીની સાઠમારી હોય?'

પણ ઉંદરડી હારે તેવી ન હતી. એણે તો આખે શરીરે ઝેર ચોપડયું ને પૂંછડીએ દોરી બાંધી.

સાઠમારીનો વખત થયો. ચારે બાજુ રાજા પ્રજાથી માંચડા ચીકાર થઈ ગયા.

રાજાજીનો હાથી ગાંડોતૂર થઈને છૂટયો. હાથી પાસે આવ્યો કે તરત જ કુંવરે પોતાના ખીસ્સામાંથી ઉંદરડી

આઢી. એ તો કુદતી કુદતી હાથીના પગપર ચઢી ને ત્યાંથી કુદકો મારીને એની સૂંઢમાં ભરાઇ ગઇ.

સડસડાટ કરતી તે માથા સુધી ચઢી ગઇ ને ચક્કર ચક્કર ફરવા લાગી. એ ફરતી જાય ને હાથીને ઝેર ચઢતું જાય !

હાથીને તો લીલાંપીળાં દેખાવા લાગ્યાં. એ સૂંઢ અફાળે ને માથું પછાડે; પણ ઝેર ચઢયું, એટલે એ તમર ખાઇને પડયો. કુમારે દોરી ખેંચીને ઉંદરડી બાઇને ધીરે-ધીરે બહાર ખેંચી લીધી.

બધાં કહે: ' વાહ ! ઉંદરડીબાઇ ! વાહ ! '

હવે રાજાજીને પોતાનું વચન પાળ્યા સિવાય ચાલે ? તેમણે ઘડીયાં લગ્ન લેવરાવ્યાં ને અર્ધું રાજ પણ આપ્યું.

જતે દહાડે રાજા મરી ગયો એટલે એનું રાજ પણ કુંવરને મળ્યું.

બેઉ જણે ખાધું પીધું ને રાજ કર્યું. એટલું તમારે ઉમેરી લેવાનું.

*

# સુશી

'મારી પાસે તો સુશી સિવાય કાંઇ નથી. હું શું આપું ? સુશીનું શું ઉપજે ?' જયંત પોતાના મન સાથે વિચાર કરતો હતો.

સુશી તેની વ્હાલી નાની બિલાડી હતી. તેણે તેને પાળી હતી. ઉછેરીને મોટી કરી હતી. ન્હોતાં તેને મા કે બાપ. એને એની સુશીમાં જ આખી દુનિયા આવી જતી.

ખીમચંદ શેઠે તેને આશરો આપ્યો હતો. શેઠ મોટા વેપારી હતા. તેમનાં વહાણુ ફરતાં. જ્યારે વહાણો દેશાવર જતાં ત્યારે તેમના નોકરોને કોઈ ચીજ દેશાવર વેચવા આપવી હોય તો પુછીને લઇ જતા, ને જે ઉપજે તે તેને ઉપજાવી આપતા. દયાના તે ભંડાર હતા.

કાલે તેમનું વહાણુ ઉંપડવાનું હતું. પણુ ગરીબ બિચારા જયંત પાસે વેચવાને કંઈ ન હતું.

એણે સુશીને દેશાવર મોકલવા વિચાર કર્યો. પણ સુશીને કોણ લે ? છતાં પણ બીજે દહાડે તેણે ખીમચંદ શેઠને સુશી આપી.

ફર ફર વહાણ ચાલ્યું. હજારો બંદર ને સેંકડો દેશ તેણે વટાવ્યા. એક ટાપુ પર પાણી લેવા વહાણ નાંગર્યું.

હજારો લોક એકઠા થયા ને એ બેટના રાજાએ ખીમચંદ માટે પાલખી મોકલી. અવાર નવારની ખબરો પૂછાઇ. રાજાએ પણ ઘણો માલ ખરીદો. છેવટે રાજાજીએ પોતાનાં દુઃખની વાત કહેવા માંડી કે, મારા રાજ્યમાં ઉંદરોનો ભારે ઉપદ્રવ છે. મારા પોતાના ભાણામાંની ચીજો પણ ઉઠાવી જતાં તેઓ ડરતા નથી. ખેતરોના પાક ખાઇ જાય, અનાજની વખારો ઉડાવી જાય, લુગડાંનો ગંજ કાપી નાખે; ને પાર વિનાનો ત્રાસ આપે છે. એમના ત્રાસમાંથી છૂટવાનો રાજાજીને કોઇ ઉપાય સુઝતો ન હતો. એવું કોઇ જનાવર હોય તો તે બતાવવા ખીમચંદ શેઠને તેમણે આજીજી કરી. જોઇએ તો અર્ધું રાજ આપવા પણ તે તૈયાર હતા !

ખીમચંદ શેઠને સુશી સાંભરી. તેમણે તરત જ પોતાના માણસને વહાણ પર મોકલીને તેને મંગાવી.

સુશી આવી. ઉંદરને જોઇ માણસના હાથમાંથી મ્યાઉં ! કરીને કુદી. પૂંછડી ઉંચી કરીને દોડી. જોતજોતામાં તેણે ઉંદરોની ઉજાણી ગપાગપ કરવા માંડી.

રાજાજીની ખુશાલીનો પાર રહ્યો નહીં. ખીમચંદ શેઠને તેઓ જે માગે તે આપવા તૈયાર થયા. પણ શેઠ શું માગે ?

શેઠ ન બોલ્યા. રાજાજીએ એક લાખ સોના મ્હોરો વહાણુ પર મોકલાવી. સુશીની તેમણે એટલી કીંમત આંકી હતી.

જતે દહાડે વહાણુ આવ્યું. સૌ હરખના માર્યા બંદર પર દોડયાં. પણ ગરીબ બિચારો જયંત! તેને શી આશા હતી કે દોડે?

ખીમચંદ શેઠ ઘેર આવ્યા ને સુશીની લાખ સોના મ્હોર ઉપજી છે, એમ કહીને જયંતને આપવા માંડી.

જયંત તો આભો જ થઇ ગયો. એટલા બધા પૈસાને તે શું કરે? મુઠ્ઠીએ મુઠ્ઠીએ તેણે બધાંને સોના મ્હોરો વહેંચી.

પૈસા આવ્યા એટલે તેનાં વાન ફર્યાં. ખીમચંદ શેઠે તેને સારાં સારાં લુગડાં કરાવ્યાં. નોકર ચાકર આપ્યા ને મોટો મહેલ બંધાવી આપ્યો.

જયંતની અક્કલે ય ખીલી. તેણે પણ શેઠનું કામ સારૂં સંભાળવા માંડયું.

અને શેઠની મહેરબાની તેના ઉપર પુરેપુરી ઉતરી. છેવટે શેઠે પોતાની એક પુરી પુત્રી ઉષાનાં તેની સાથે લગન કરી આપ્યાં.

પણ જયંતને ઘણી વાર ગરીબ બીચારી સુશી યાદ આવ્યા કરતી. સુશીના પ્રતાપે તેને સૌ મળ્યું હતું એ કેમ ભૂલાય?

*

# મણિ

*

મણિને માથે પીસ્તાળ પડતી હતી. નહિ મા કે બાપ ! બીચારીની દાદ કે ફરિયાદ કોણ લે ? ગરીબ ઘરની દિકરી ને વળી નબાપી. કરિયાવર કોણ કરે ?

અને કરિઆવર વિના સાસરામાં સમાસ શે થાય ? સાસુ પણ એવી મળેલી કે ન પૂછો વાત ! સાતસાત દિકરાની વહુવારૂમાં મણિ એકલી જ કમનસીબ કે સાસુના દોરમાં દબાઈ જવું પડે.

સૌને વાસ્તે સારી સારી રસોઇ થાય, પણ મણિની કોને દરકાર પડી હોય ! એને માટે તો કોઇ વખત બળ્યું જળ્યું કાંઇ મળે તેયે મિષ્ટાન્ન બરાબર રોજ એની સાસુ એને સારૂ ઘેંસ તૈયાર કરે.

રોજને રોજ ઘેંસ શીરાવવી શે ભાવે ? પણ ગરીબ બિચારી મણિ કોને કહે ? એતો દહાડે ના સુકાય તેટલી રાતે સૂકાય ને રાતે ના સૂકાય તેટલી દહાડે સૂકાય.

એવામાં એની નણંદને ત્યાંથી લગનની કંકોતરી આવી. પંદર દહાડા આગમચથી બધાંને તેડાવ્યાં હતાં.

આખુ ઘર જવા તૈયાર થયું એટલે મણિને સાથે લેવાની વાત થઇ, નહિ તો એનો ભાવેય કોઇ ન પૂછત. સૌને માટે સારાં સારાં ઘરેણાં ને લુગડાં લેવાયાં. પણ મણિને ફાટલાં લુગડાં ને જે હોય તેનાથી જ ચલાવવાનું હતું.

મનમાં બિચારી બહુએ લજવાય ને કચવાય. પણ જે વાતનો ઉપાય નહિ તેનું શું થાય !

અને નણંદને ઘેર લગન જેવાં લગન આવ્યાં પણ કોઇએ એની બિચારીની સરભરાએ ન કરી.

લગનનાં ગીત ગવાતાં હતાં ત્યારે બધાયે એને બનાવવાને કાંઇક ગાવાનો આગ્રહ કર્યો. પોતાનું હૈયું ખોલવાનું એને મન થઇ આવ્યું.

માણસનું હૈયું દુઃખ ખમી ખમીને કાયર કાયર થઇ જાય છે ત્યારે પોતાની મેળે જ પોકારી ઉઠે છે. તેમ મણિનું હૈયું કકળી ઉઠયું હતું. સહસા જ એનાથી ગવાઈ ગયું:

‘ ઘેરે ઘેંસ ને બા’રે ઘેંસડાં,
‘ લુગડાં ખાસાં કાળાં મેસડાં ! ’

મણિનો સુર એની સાસુએ સાંળભ્યો ને એનો પીત્તો

ઉકળ્યો. મણિના ગીતે એના પેટમાં તેલ રેડયું. અરરર! આલે! ઢઢ્ઢજેતો! તે કેમ થવા દેવાય?

તેણે હિંગળોક જેવી લાલ ચોળ આંખો કાઢી. મણિનાં એ જોઇને હાજાં જ ગગડી ગયાં. એણે ગીત બંધ પાડયું.

કોઇ પૂછે: 'મણિએ એ શું ગાયું?'

'એને તો કાંઇ ગાતાં જ નથી આવડતું.' એની જેઠાણીએ ખુલાસો કર્યો.

એને બિચારીને સારૂ ખાવાનું પણ કોઇ ન આપે. એના નસીબમાં જ ઘેંસ લખાયેલી તે બીજું કયાંથી મળે? ત્યાંય એની સાસુ રોજ ઘેંસ કરીને શિરાવવા આપે.

અને મણિને કામનો ઘસડબોળો પણ ઓછો નહિ. મોટા મોટાં તપેલાં ને કઢાયાં માંજવાનું એને માથે.

એક દહાડો એવી રીતે માંજવાનાં વાસણ લઇને એ તળાવે ગઇ. તે દહાડે દૂધપાક કરેલો તે એક તપેલે ચોટી રહ્યો હતો મણિનું મન લલચાયું. એવો તો એવો પણ દૂધપાક તો ખરો ને? એને એ ખાવાનું મન થયું. તેણે એક વાડકામાં દૂધપાક એકઠો કર્યો.

માંજી રહીને ખાઇશ એવો વિચાર કરીને વાટકો એક બાજુ મૂકીને એ વાસણ માંજવા બેઠી.

એવામાં એક નાગણ આવી ચડી. દૂધપાકની વાસ આવી તે એ વાડકા તરફ દોડી અને આખોએ વાટકો સાફ કરી ગઇ.

નાગણુ ગર્ભવતી હતી.

એનું હૈયું દૂધપાક ખાઇને ટાઢું પડયું. એને કાંઇક વિચાર થયો ને એક બાજુ લપાઇને ઉભી રહી.

મણિ વાસણુ અજવાળીને જુએ છે તો વાડકો સફાચટ થઇ ગયેલો ! એનું બિચારીનું મોઢું લેવાઇ ગયું. મહા મહા મહેનતે એકઠો કરેલો દૂધપાક કોણુ ખાઇ ગયું હશે ?

એ ગમે તેવી ગરીબ અને હીણાયલી હતી તો પણુ એનું હૈયું ઉદાર હતું. એ બોલી ઉઠી : ' જેણે ખાધું હોય તેનું હૈયું ઠરજો. '

અને નાગણુ એ સાંભળવા ઉભી હતી. એણે જો ગાળ દીધી હોત તો એ એને ડંખ્યા વિના ન રહેત. પણુ તેના આ શબ્દો સાંભળીને નાગણુ અચરજ પામી.

એણે ધીમેથી સાદ કર્યો : ' દિકરી ! આમ જો. '

એ કોણુ બોલ્યું ? મણિએ આમ તેમ જોયું. પણુ કોઇ જણાય જ નહિ !

ફરીથી નાગણુ બોલી : 'દિકરી ! આમ જો.'

મણિને કાંઇ સમજ જ ન પડે !

નાગણુ સામી આવી. મણિ એને જોઇને બીધી. નાગણુ કહે :–' ઉભી રહે દિકરી ! એમ ભાગવાની જરૂર નથી. ' એમ કહીને એણે તરત જ માનવ રૂપ ધારણુ કર્યું.

રૂપરૂપના અંબાર જેવી નાગરાણીને જોઇ મણિના અચંબાનો પાર ન રહ્યો.

નાગરાણી કહેઃ 'બેટા! તું દુઃખિયારી લાગે છે! તારે શું દુઃખ છે તે કહે.'

મણિને કાંઇક હૈયાધારણ મળી, ને એને આનંદ થયો. દુઃખીને પોતાના દુઃખની વાત સાંભળનાર મળે તો એનું અરધું દુઃખ ઓછું થઇ જાય છે.

મણિએ પોતાનાં દુઃખની વિતક વાત કહી બતાવી. સાસુના ત્રાસની વાત સાંભળી નાગરાણીનું અંતર દાઝયું! અરરર! માણુસ જાત આટલી બધી નિર્દય ને નિષ્ઠુર!

'ગભરા મા દિકરી! હવે તારે એ ઘેંસ ખાવાની જરૂર નથી. તારા સસરાના ગામના તળાવની પાળે એક રાફડો છે, ત્યાં આગળ આવજે ને તારૂં પેલું 'ઘેરે ઘેંસ ને બા'રે ઘેંસડા'નું ગીત ગાજે, એટલે તારે જે ખાવાની ઇચ્છા હશે તે ખાવાનું મળશે. આજથી અમને જ તાર માબાપ ગણજે. તેં મારૂં અંતર જેવું ઠાર્યું છે તેવું તારૂં હૈયું જ્યારે ઠરશે ત્યારે જ મને જંપ વળશે.'

મણિના આનંદનો પાર ન રહ્યો. આવાં દેવ જેવાં માબાપ એને મળશે એવો એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

લગન થઈ ગયાં અને બધાં ઘેર ગયાં. મણિએ પહેલું કામ પેલો રાફડો શોધી કાઢવાનું કર્યું.

ત્યાં બેસીને એણે લલકાર્યું:

'ઘેરે ઘેંસ ને બા'રે ઘેંસડાં,
'લુગડાં ખાસાં કાળાં મેસડાં.'

આકાશમાં એક નાનું સરખું વાદળું દેખાયું. એ ધીરે

ધીરે નીચે આવ્યું. તેમાંથી એક સુંદર નાગકુમાર હાથમાં બત્રીસ જાતનાં શાક, તેત્રીસ જાતનાં રાયતાં, અથાણાં ચટણી ને દેવોને દુર્લભ એવા દૂધપાકપુરીનો થાળ લઇને ઉતરી આવ્યો ને તે મણિને આપ્યો.

મણિ તો એ જોઇને ગાંડી ગાંડી થઇ ગઇ! શી એના પર નાગરાણીની કૃપાવૃષ્ટિ!

અને પછી જ્યારે જ્યારે જમવું હોય ત્યારે ત્યારે મણિ તો દોડી જતી.

આવાં ભાતભાતનાં ભોજન મળે ત્યાં ઘેંસનો કોણ ભાવ પૂછે? રોજ રોજ એણે ઘેંસ છાંડવા માંડી એટલે, અને એનું શરીર હવે સારૂં થતું હતું તેથી, એની સાસુને વહેમ પડયો કે માન ન માન પણ મણિ કાંઇક છાનું છપનું ખાઈ આવે છે. એણે બધી વહુવારૂઓને કહી દીધું કે મણિ પર સૌએ સખત ચોકી પહેરો રાખવો.

એ રાફડા આગળ જતી તેની સૌને ખબર પડી ગઇ. બધી ય વહુઓએ બારીકીથી જોયું પણ કોઇને યે એનો પેલો નાગકુમાર કે ભોજન જણાય જ નહિ ને!

અને મણિને પૂછે પણ એ જવાબ જ શેની દે? બધાં યે એના પર વીતાડવામાં શું બાકી રાખ્યું હતું?

એવામાં એને સીમંત આવ્યું.

સૌ કહેઃ 'એને તે બિચારીને કયાં માબાપ છે કે એનું મોસાળું કરે?'

મણિ કહેઃ 'પણ તમારે શું ? મને એક કંકોતરી લખી આપો ને–'

ચાર પાંચ વખત કહ્યું એટલે કંટાળીને એની સાસુએ એક કંકોતરી લખાવી આપી ને એને આપતાં કહ્યું: 'લે આ ફોતરૂં. તારે જ્યાં પહોંચાડવું હોય ત્યાં પહોંચાડજે. તારે કોણ છે તે તારૂં મોસાળું કરવાનું છે ?'

મણિએ તો કંકોતરી લીધી અને પેલા નાગકુમાર સાથે પોતાની માને પહોંચાડી. એની માએ કહેવરાવ્યું કે વખત આવ્યે મણિના બાપ માણસનું રૂપ લઇ આવી જશે ને જે કાંઈ કરીઆવર કરવાનો હશે તે કરી જશે. ગભરવાની જરૂર નથી. મણિને એ સાંભળીને સંતોષ થયો.

સીમંતનો દહાડો આવ્યો એટલે ઘર પૂછતા પૂછતા એક મોટા શેઠ આવી પહોંચ્યા. મણિએ એમને ઓળખ્યા. એના હરખનો પાર રહ્યો નહિ.

શેઠના ઘરને શોભે એના કરતાં ઘણો વધારે પડતો કરિઆવર નાગશેઠે કર્યો.

સૌ પૂછેઃ 'મણિ ! એ તારા શા સગા થાય ?'

મણિ કહે, 'કાકા.'

'વાહ ! તારા કાકા તો બહુ ભલા છે !'

એની સાસુ તો આવો મામલો જોઇને બદલાઈ ગઇ. એણે મણિની ખાસ બરદાસ લેવા માંડી. મણિનાં માન-પાન વધી પડયાં. સૌ કોઇ હવે તો એને મણિવહૂ મણિ-વહૂ કરે !

સાસુએ તો એને નાગશેઠને જમાડવાનો આગ્રહ કર્યો. મણિ કહે: ' મારા કાકા કાંઇ જમતા નથી. તમને ખોટું ન લાગે માટે દૂધ પીશે. '

સાસુએ ખાસી દૂધની ભરેલી તાંબડી આણી આપી. નાગશેઠે દૂધ પીધું, એમનું હૈયું ઠર્યું ને મણિની અક્કલપર તે ફીદા ફીદા થઇ ગયા.

મોસાળું કરી રહીને નાગશેઠે જવાની રજા માગી અને મણિને પિયર મોકલવા આગ્રહ કર્યો. સાસુએ તો મણિને મોકલી ને એનાં રૂડાં રૂડાં જતન કરવાની નાગશેઠને ભલામણ કરી.

મણિ તો એના બાપને ઘેર આવી. ઘરબારનો વૈભવ જોઇને એ છક્ક થઇ ગઇ. એની માએ એનાં ઓવારણ લીધાં.

થોડા દિવસમાં નાગણને સુવાવડ આવી. એણે મણિને કહ્યું : ' દિકરી ! તું આ દીવો ઝાલીને ઉભી રહે. જોજે એ પડી ન જાય. પડી જશે તો મહા અનર્થ થશે. વખતે હું દુઃખ દરદથી કાંઇ આડું અવળું કરી બેસીશ. '

એક પછી એક પાંચ સાત બચ્ચાં આવ્યાં, એક તે આવતું કને મણિને પગે વળગ્યું. મણિના હાથમાંથી દીવો પડી ગયો. બધે અંધારૂં થઇ રહ્યું. એ અંધારામાં નાગણના એક નાના સરખા બચ્ચાંની પુંછડી કપાઇ ગઇ અને બીજાનું શરીર ચગદાયું.

ધીરેધીરે બધાં મોટાં થયાં પણ પેલાં બેને ખોડ રહી

ગઈ. મણિ એમને ખાંડિયા બાંડિયા ભાઇ કહીને બોલાવે.

જતે દહાડે મણિને દિકરો આવ્યો.

મણિની ભૂલથી ખાંડિયા બાંડિયાનાં શરીર ખરાબ થયાં હતાં તે એ બેઉ ચીઢાયલા રહેતા. એક દહાડો તે નાગણને કહેઃ 'અમે બહેનના ભાણાને કરડીએ ?'

નાગણ કહેઃ ' એવું તે થતું હશે ? મણિબહેન બિચારી બહુ ભલી છે.'

'અમને હાલા ગાય તો ન કરડીએ'

મણિએ બેઉ ભાઇઓને પારણામાં સુવાડીને ગાવા માંડયું.

' ખમ્મા મારા ખાંડિયા ભાઇને '
' ખમ્મા મારા બાંડિયા ભાઇને '
હા......લો.'

ગલગોટા જેવો દીકરો લઇને મણિ સાસરે ગઇ. એનાં માન પાનની હદે ય ન રહી.

*

# બેલવાળો

*

આંકલાવના મીયાં મીઠુના બળદને મોવાસો આવી ગયા પછી મીયાંભાઇનો એના ઉપરથી જીવ ઉડી ગયો તે વડોદરાની શુક્રવારીમાં વેચવા લઇ ચાલ્યા. જતાં જતાં નવાખલની સીમ આવી.

નવાખલના સોંપલીયા નારસંગની છાપરી રસ્તામાં આવતી હતી. નારસંગને ચાર દિકરા હતા. સોમો, અમથો, અજુ ને અદો. મીયાં મીઠુને અદો પૂછે : 'મીયાં ! બળદ દેવો છે ?'

મ યાં કહે: 'હા.'

'શું લેશો ?'

મીયાં જવાબ દે તે પહેલાં અમથો કહેઃ 'પેલી છાપરીમાં ડોસા છે તે કહે તે. કેમ મીયાં! ખરી વાત ને? ત્રીજો માણસ કહે તે ખરૂં.'

બધા ગયા છાપરીમાં અને ડોસાને વાત કરી. નારસંગ ડોસો ધીરે રહીને કહે : 'કેમ મીયાં ! હું કહું તે કબુલ છે ને ?'

મીયાં કહેઃ 'કબુલ, પણ જરા ઠીક ઠીકકિંમત કરજો.'

ડોસો કહેઃ 'એમાં કાંઇ કહેવું પડે ! અદેસંગ ! તમારે બળદ રાખવો છે ને ? જુઓ, પણ એના ઠાંચરા નીકળી ગયા છે તે કચ્ચરીયું ખવાડશો તો લોહી લેશે. મીયાં સાબ, એ બેલના તમને બહુ પૈસા નહિ ઉપજે. આપો અદેસંગ, પાંચ રૂપીઆ.'

'પાંચ રૂપીઆ ?' મીયાં બોલી ઉઠયા.

'ત્યારે બીજું શું !' લાલ આંખ કરી નારસંગે કહ્યું.

અદેસંગે પાંચ રૂપીઆ આપ્યા અને બળદ ખીલે બાંધ્યો.

સાતપાંચ કરીશું તો અડદાળો નીકળી જશે જાણીને મીયાં મીઠુ પાછા વળ્યા.

આખી રાત મીયાંએ વિચાર કર્યો. કેમે કરીને તેને જીવે કરાર વળે નહિ. એ નારસંગને બરાબર બતાવવું જોઇએ. એને એટલી તો ખબર પડી ગઇ હતી કે નારસંગને પક્ષાઘાત હતો એટલે તેનાથી ઉઠાતું નહિ. જો

કોઈપણ યુક્તિ કરી છોકરાઓને કાઢી મુકાય તો ડોસાની બરાબર ખબર લઈ શકાય.

અને મીયાંભાઈને છેવટે એક ફક્કડ યુક્તિ સુઝી. સાંજના સાત વાગે તે બહાર પડયા અને રસ્તામાં સ્ત્રીનાં લુગડાં પહેરી નારસંગની છાપરીથી બે એક ખેતરવા દૂર જાળાને ઓથે બેસીને ઠુઠવો મુકયો. 'ઓ મારા ધણી રે! તમે મને રાનેરાન ને પાનેપાન કરીને કયાં ગયા! ઉંહુહુંહું!'

પેલા ચારે ભાઈઓ ઠુઠવો સાંભળી ત્યાં આવ્યા, અને જેમ તેમ સમજાવીને પેલી બાઈને છાપરીએ લઈ ગયા. પછી એને સમજાવવા માંડી કે હવે તું અમારામાંથી કોઈની સાથે ઠેકાણે પડી જા. બાઈએ ચાર ચોખા નાખી લેવાનું કબુલ કર્યું. હવે એને કોણ રાખે એ વિષે તકરાર થવા માંડી, દરેકને મનમાં ભાવ હતો કે મારૂં ઘર મંડાય તો સારૂં. તકરાર સાંભળીને ધીરેથી બાઈ કહે 'તમારામાંથી બસેંના દાગીના કરાવીને જે વહેલો પાછો આવે તેનું હું ઘર માંડું' સૌને એ ફાવ્યું અને તરતજ પૈસા લઈને ઉપડયા એ તો ઘરેણા ઘડાવવા.

ચારે જણા થોડેક ગયા હશે ત્યાં તો બાઈએ રંગ બદલ્યો. છાપરીની બહાર ગાડું પડયું હતું તેનું આડું હાથમાં લીધું અને નારસંગજી પાસે જઈને આફાપાક આપવા માંડયો. બે આડાં પડયાં કે ડોસાનાં હાડકાં નરમ થઈ ગયાં તે કહેઃ 'તારે નાતરે ના જવું હોય તો ચાલી જા બાઈ! પણ મને શીદ મારે છે?'

બાઈ કહે : 'નારસંગ, મારે તો નાતરેય નથી જવું ને જાતરેય નથી જવું. હું તો પેલો બેલવાળો. બતાવ પૈસા ક્યાં દાટયા છે ?'

'અહીં તો પૈસા ય નથી ને કાંઈ નથી.'

બે આડાં બીજાં પડયાં કે નારસંગ કહે 'પેલા ખૂણામાં પાંચસે દાટયા છે તે ખોદી લે પણ જીવતો જવા દે.'

મીયાં મીઠુ પાંચસે રૂપીઆ લઈને ચાલ્યા ગયા.

ચારે જણ ઘરેણાં ઘડાવી આવ્યા ત્યારે ડોસો મરવા પડયો હતો. ભાગી રાતે કોને બોલાવાય ને કોણ દવા કરે ? મૂળે તો પક્ષાઘાત ને વળી આડાંનો માર પડયો પછી પૂછવું શું ?

સવારના પહોરમાં અદ્દો આંકલાવ જઈને હકીમને તેડી આવ્યો. હકીમ કહે : 'ડોસાને મુંઢ માર પડયો છે. એને સારૂ તો નમક સુલેમાની, આંબા હળદર, તાવની લાલ દવા ને થોડાં કરીયાણાં જોઈશે. ચમારાના ચંદુશેઠને ત્યાં આંબાહળદર મળશે. બામણગામના લલ્લુવૈદને ત્યાં તાવની લાલ દવા મળશે. કિંખ્લોડના કલા ગાંધીને ત્યાંથી કરીયાણાં ને બીલપાડના બાડા બકાલને ત્યાંથી નમક સુલેમાની મળશે. ચાર જણ જોઈએ.'

ચારે ભાઈ ઉપડયા. એક બામણગામ બીજો બીલપાડ ત્રીજો કિંખ્લોડ ને ચોથો ચમારા. અર્ધે રસ્તે પહોંચ્યા નહિ હોય એટલામાં હકીમજી ઉઠયા ને નારસંગને ચાર પાંચ લાત લગાવી.

'ઓ મારા બાપરે! આતે કઈ જાતની દવા! હકીમજી!'

'પૈસા લાવો. અહીં તો હકીમે નથી ને કોઇ નથી પણ હું બેલવાળો છું. એ પૈસા કમાવાની દવા. સો રૂપીઆનો બેલ પાંચમાં પડાવ્યો તેનો ઘા રૂઝાવાની દવા! લેતા જાવ ડોસા ખાવ, દવા ને ગાવ ગીત, બેલવાળાના નામનાં.'

'મરી ગયો મારા બાપલા! પેલે ખૂણેથી પંદરસો ખોદી લે પણ જીવતો જવા દે.'

મીઆંભાઇએ તરતજ પૈસા ખોદી કાઢયા ને આંકલાવ જવા ઉપડયા.

બે દહાડા થયા, એટલામાં મીયાંભાઈના દિદાર ફરી ગયા. સારાં સારાં લુગડાં ને થોડાંક ઘરેણાં કરાવ્યાં. મીયાં મીઠુના મોટા ભાઇ લાલમીયાંએ એ ઠાઠ જોયો પણ ભાઇને શી રીતે પૂછાય!

બીબી પાસેથી ભાભીએ વાત જાણી કે 'મીયાં ખૂબ કમાય છે પૈસાની ખાણ જડી છે.' અને પછી તો પૂછવું જ શું? ભાભી પાસેથી મોટાભાઇએ વાત જાણી તે મીયાંને કહે, 'તારી ખાણ મને પણ બતાવ, હું યે થોડા ઘણા પૈસા કમાઉં.'

મીયાં કહેઃ 'મોટાભાઇ, જવા દો ને એ વાત. એમાં કાંઈ મઝા નથી.'

'પણ એક વખત તો મને લઇ જા. ફરીથી નહિ કહું.'

હા ના કરતા મોટાભાઈને લઈ જવાનું મીયાંએ કબુલ કર્યું. હાથમાં બે ધોક્કા લઈ શેરી કોળી વખતે છાના-માના લપાતા છૂપાતા તે નારસંગની છાપરી તરફ ચાલ્યા.

મીયાંએ મોટાભાઈને કહ્યું કે 'તમે આગળ જઈને કહો કે 'પૈસા લાવ' પછી પૂછે 'કે શાના?' ત્યારે કહેજો કે 'બેલના–હું બેલવાળો.' ને પછી છગછગાવીને દોટ મૂકજો. જો ઉભા તો બાર વાગી જશે.'

મોટાભાઈએ તેમ કરવા કબુલ કર્યું. આ બાજુ ડોસાને રેઢા ન મુકવાના ઠરાવ પર ચારે ભાઈ આવ્યા હતા. ચારે જણે કદી યે બહાર ન નીકળવાનું નક્કી કર્યું હતું પણ જ્યાં સાંભળ્યું કે 'હું બેલવાળો' ત્યાં ચારે જણા કડીયાળી ડાંગો લઈને દોડયા. બેલવાળો મળે તો તેને બરાબર હાથ બતાવવાનું દરેકે નક્કી કર્યું હતું.

પેલા ગયા કે મીયાં મીઠુ ધીરે રહીને નીકળ્યા ને નારસંગ પાસેથી પૈસાની માગણી કરી. ચાર પાંચ ઠોંસા લગાવતાં જ ડોસો માની ગયો ને એક બાજુએ બે હજાર દાટયા હતા તે બતાવ્યા ને બબડયો 'નારસંગ બારવટીયાને તું માથાનો મળ્યો બેલવાળા! શું કરૂં કે મરવા પડયો છું નહિ તો તને બતાવી દેત.'

ઠંડે પેટે મીયાં મીઠુ પૈસા ખોદીને આડફેટે માર્ગે ઘેર ગયા. થોડીવારે મોટાભાઈ આવ્યા ને કહ્યું: 'જહન્નમમાં જાય તારી પૈસાની ખાણુ! બારણું બંધ કરીને પેસી ગયો ન હોત તો મારી નાખત મારી!'

ધીરેથી મીયાં કહે 'મોટાભાઇ, પૈસા ઉપર સાપ વસે છે એમ લોક વાત કરે છે તે ખોટી નથી. એ સાપ તમારી પાછળ દોડયા. પછી મેં ખાણુમાંથી બે હજાર ખોદી કાઢયા. લ્યો તમારા ભાગના હજાર રૂપીઆ.'

અને પછી મોટાભાઇનું મોઢું મલકી ઉઠે તેમાં નવાઇ છે?

*

# ખેડાનો મામલતદાર !

*

વડોદરાના કબા કુંભારને ત્યાં ઘણા ગધેડા હતા તેમાં તેની પોતાની મહેરબાની તો અસલ ગધેડા ગગાજી ઉપર બહુજ ! પણ બીચારા એ તો રામશરણ થયા એટલે કબાની મહેરબાની તેમના સગા ભાઈ લાલાજી ઉપર ઉતરી. તે ભાઈ પણ સારા તાજામાજા હતા અને રાતના દિલ ચહાય ત્યાં ફરવાનો તેમને કબા કુંભારે પરવાનો આપ્યો હતો.

લાલાજી લટાર મારતા કોઇ કોઈ વખત કપુરાઇ મકરપુરાથી કાકા બળીઆને પોર જતા અને કોઇ કોઈ વખત તો સોખડાને ગોંદરેનાં ખેતરોમાં ઉજાણી કરવા જતા.

એક દહાડો કાંઇ કામ માટે કબો કુંભાર લાડવાડાને નાકે થઇને જતો હતો. મયાશંકર મહેતાજીની નિશાળ ત્યાં

આવી હતી અને તે વખતનું 'વર અધ મર ટપર' 'કક અજ મર ગય છ અન કક કટ છ'નું શિક્ષણ મહેતાજી બહુ જ સારી રીતે આપતા હતા. રસ્તે જતાં મહેતાજીનો રાઠોડી સ્વર કુબા કુંભારના કાનમાં અથડાયો કે 'તારા જેવા મુરખની પાછળ મહેનત કરી એટલી મહેનત જો ગધેડા પાછળ કરી હોય તો છ મહિનામાં ગધેડાનું માણસ થઇ જાય!' આ સાંભળીને કુબા કુંભારને વિચાર થઇ આવ્યો કે મારા લાલાજીને મહેતાજી પાસે મૂકું તો એ એને માણહ કરીને ભણાવે કે નહિ તે લાવની જરા પૂછતો જઉં. એવો વિચાર કરી કુબો કુંભાર ઝટ દેતોને મયા-શંકર મહેતાજી પાસે ગયો અને પુછયું: 'મહેતાજી તમે મારા ગધેડા લાલાજીને હમણાં બોલ્યા તેમ છ મહિનામાં માણહ કરશો કે નહિ ?'

મહેતાજી કહે: 'માણહ તો શું પણ તેને માણહ કરીને ભણાવીશે ખરો, પણ મને સો રૂપીઆ આપવા પડશે.'

કુબા કુંભારે તે કબુલ કર્યું અને મયાશંકર મહેતા-જીને કહ્યા મુજબ સો રૂપીઆ તથા લાલાજીની ખાધા-ખરચી માટે બીજા રૂપીઆ પચાસ લઈ આવ્યો હતો તે તરત જ ગણી આપ્યા. મહેતાજીએ કહ્યું કે આજથી છ મહિના પછી તમારા લાલાજીને લઇ જજો.

કુબાના ગયા પછી મહેતાજીએ લાલાજીને વેચીને પૈસા ગાંઠે બાંધ્યા.

છ મહીના પુરા થયા એટલે કુબા કુંભારનો વિચાર

લાલાજીને લેવા જવાનો થયો પણ કંકુકાકીએ કહ્યું: 'પાંચ પચી દન રેશે તો લાલો ભણીને સારો થશે. ઉતાવળ ચ્યમ કરો છ ! કાંય ખાટું મોળું નહિ થાય' એટલે કંકુકાકીને માન આપીને કબાએ તે દહાડે લાલાજીને લેવા જવાનું માંડી વાળ્યું.

બરાબર સાત મહિના અને ત્રણ દિવસ, સાડાત્રણ પહોર અને એક ઘડીએ કબા કુંભારે મયાશંકર મહેતાજીને ત્યાં જઇ લાલાજીની માગણી કરી. મયાશંકર મહેતાજી તો તૈયાર જ હતા, તેમણે તો ફટ લઇને જવાબ દીધો; 'તમે બહુ મોડા આવ્યા. તમારો લાલાજી તો બહુ લાંઠ ! મેં તો એને ભણાવી ગણાવીને પોપટ જેવો કરી દીધો હતો પણ લાંઠ બહુ ! એ લાંઠ ! એ લાંઠ ! કે ના પૂછો વાત ! આજે ચાર દહાડા થયા, ભાઇના સમ, એ તો ખેડાનો મામલતદાર થઈ ગયો છે !'

કબાએ આ સાંભળીને કહ્યું કે 'હેં ભાળો મને પૂછયા વગર ખેડાની મામલતદારી કરવા ચાલ્યો ગયો ! લ્યો તારે રામરામ, ખેડા જઇને એને કાંય લાવ્યા વના છુટકો થાય !'

ઝટ દઇને કબા કુંભારે કંકુકાકી પાસે ઢેબરાં કરાવી ખેડાની વાટ લીધી. બીજે દહાડે ખેડે પહોંચી તપાસ કરતા જણાયું કે લાલાજી મામલતદાર પાંચ દહાડાથી આવ્યા છે અને કચેરીને ત્રીજે માળે રહે છે.

કચેરી ચાલતી હતી ત્યાં કબો કુંભાર તો જઇને બેઠો હાથમાં લાકડી ને બગલમાં ગધેડાને બાંધવાનું દોરડું

અને ખોળામાં કોદરાનાં થોડાંક છોડાં ! આમતેમ જોતો જાય અને મામલતદારને ખોળો બતાવતો જાય.

લાલાજી મામલતદાર નસીબ જોગે નડીઆદથી પાંચ દહાડા ઉપર બદલી થવાથી તાજા જ ખેડા આવ્યા હતા. અને હતા જરા લોભી એટલે લાંચ લેવાની એમને ના નહિ હતી. કુબા કુંભારને ખોળો બતાવતો જોઈ મામલતદાર સમજ્યા કે આ કોઈ મને લાંચ આપવા આવ્યો છે તેથી ખોળો બતાવીને કહે છે કે આટલા આપીશ. આ ઉપરથી તેણે ઉપર જવાની ઇસારત કરી. કુબો કુંભાર સમજ્યો કે બધા માણસોમાં બેઆબરૂ થવાને બદલે એકાંતમાં મને મળવા એ ઉપર જવાનું કહે છે એટલે પોતે તરતજ ઉપર ગયો. થોડી વારમાં કચેરીનું કામ પુરૂં થવાથી મામલતદાર પણ ઉપર ગયા.

કુબો તો તૈયારજ હતો. જેવા મામલતદાર ઉપર આવ્યા તેવોજ કુદીને ‘ મારા બેટા લાલીઆ ! ’ કરીને મામલતદારનું માથું પકડયું ને બરડામાં ધડાધડ દસપંદર લાકડીઓ ચોઢી દીધી. સાથેસાથે સરસ્વતી પણ ચોપડતો ગયો ! ‘ અલ્યા તને ગધેડાને માણસ કર્યો અને ભણાવીને મોટો કર્યો તાણે પૂછયા ગાછયા વના મામલતદાર થઈ બેઠો. કાલે સવારે મયાશંકર મહેતાજીને મેં દોઢસો રૂપીઆ આપ્યા છે તે કયો તારો બાપ ભરશે’ ! વિગેરે.

અચાનક માર પડવાથી તથા કુબા કુંભારની સરસ્વતી ઉપરથી મામલતદારને થોડીઘણી ખબર પડી કે આંધળે

બહેરૂં કુટાય છે એટલે તેને આજીજી કરીને સમજાવ્યો કે ધીરેથી બધી વાત કર. કુબાએ તો બીજી ચાર પાંચ લાઠી મારી કહ્યું કે 'દીકરા લાલીઆ, હું જાણું છું કે તું હવે મારે ઘેર તો નહિ આવવાનો પણ મને ખરચન પૈસા આપ નહિ તો અડદાળો કાઢી નાખીશ !'

હા ના કરતાં સાડીપાંચસો અને દોઢ રૂપીઓ લેવાની કુબાએ હા ભણી. લોકોમાં ફજેત થવાની બીકે લાલાજી મામલતદારે કુબા કુંભારને બરાબર સાડીપાંચસો અને દોઢ રૂપીઓ ઉપર, એટલા રૂપીઆ ગણી આપ્યા.

કુબો કુંભાર લાલાજીને ગુમાવ્યાનો શોક કરતો વડોદરાની વાટે પડયો ! સારૂ જાય તે સૌને હૈયે લાગે !

*

# ૫ ગી

એક હતી યક્ષિણી એનું શરીર પણ ઘોડી જેવું મ્હોં. માણુસને દેખે ત્યાંથી ખાઇ જાય. બાર બાર ગાઉ ફરતી બર જંગલમાં એની હાક વાગે.

એક દહાડો એક બ્રાહ્મણ એ રસ્તેથી જતો હતો. યક્ષિણીએ એને જોયો. બ્રાહ્મણ તો રૂપરૂપનો અવતાર હતો. યક્ષિણીને એની દયા આવી. બ્રાહ્મણને જીવતો રાખ્યો ને કહ્યું કે 'મને પરણ.' બ્રાહ્મણનો કાંઇ છૂટકો થાય ? ન પરણે તો મારી નાખે એટલે બિચારો પરણી ગયો.

ધીરે ધીરે યક્ષિણીએ સ્વભાવ બદલ્યો, શિકાર કરવો છોડી દીધો, ફળફુલને કંદમૂળ ખાવા લાગી. રોજ એ બહાર

જાય ને જાય ત્યારે ગુફાના મોંઢા આગળ મોટી શિલા ઢાંકતી જાય. બ્રાહ્મણે બહુએ વાર એ શિલા ખસેડવા મહેનત કરી પણ એનામાં એટલું જોર હોય ત્યારે ને!

એમને એક છોકરો થયો. કનૈયાકુંવર જેવો. બેઉનું એનાપર પારવગરનું હેત. દહાડે દહાડે કુંવર મોટો થયો.

એક દિવસ એ એના બાપને કહે: 'બાપુ! મારી બાનું મોઢું આવું કેવું?'

બાપ કહે: 'ભાઇ, એ યક્ષિણી છે તેથી.'

બાપે બધી વાત કહી. બેઉ જણે ત્યાંથી જતા રહેવા વિચાર કર્યો.

બાપે ખૂબ જોર કર્યું ને દીકરે ટેકો દીધો એટલે શિલા ખસી ને બેઉજણ દોડવા માંડયા. ગાઉ બે ગાઉ ગયા ત્યાં તો પાછળ ધડબડ ધડબડ યક્ષિણી આવતી દેખાઈ. પછી એમનું જોર તે કયાં ચાલે? બેઉને યક્ષિણીએ ધમકાવ્યા અને ખભે નાખીને ગુફામાં લઇ ગઇ.

પછી તે કાંઇ બને? સૌનાં મન ખાટાં થયાં. વાતમાંને વાતમાં છોકરે માની શક્તિની હદ જાણી લીધી. બાર ગાઉ દૂર એક નદી હતી ને ત્યાં સુધી એની આણ હતી. નદીમાં પગ મૂકયો કે એનું જોર ના ચાલે.

એક વખત યક્ષિણી ભર ઉંઘમાં પડી ત્યારે બેઉ જણ નાસી છૂટયા. એવા દોડ્યા એવા દોડ્યા કે ન પૂછો વાત. નદીમાં ઉતરીને શ્વાસ ખાધો.

પણ પાછું ફરીને જુએ તો વાયુવેગે યક્ષિણી આવી લાગી હતી. બેઉને નદીમાં જોઇ એ ખૂબ રડી અને એમને

ઠપકો આપ્યો. તોય આખર માનું હેત. દિકરા માટે તો લાગેજ ને ? એટલે એણે મંતરીને એક કાકરો પાણીમાં નાખ્યો ને બોલીઃ 'દિકરા, આ કાંકરો પરોવીને ગળે બાંધજે એનાથી તને બાર વર્ષપર પડેલાં પગલાં જડશે.' છોકરે કાંકરો ઉંચકી લીધો અને માનો ઉપકાર માન્યો.

બેઉજણ ગયા ઉજેણી નગરીમાં. પેલો છોકરો ભારે ચાલાક હતો. દરબારગઢમાં જઇને કહે: 'મારે રાજાજીને મળવું છે.'

દરવાનો તો હસવા લાગ્યા કે આ ઠીંગુજી તે રાજાજીને મળીને શું કરશે ? એ તો એને રાજાજી પાસે લઇ ગયા.

'આપને ત્યાં મારે ચાકરી રહેવાનો વિચાર છે' તેણે જવાબ આપ્યો.

'પણ શું કામ કરીશ ?'

'ગમે તેટલા વખતપર ચોરી થઇ હશે તો પણ ચોર પકડી આપીશ.'

'ઠીક ! પગાર શું લેશો ?'

'રોજના એક હજાર રૂપૈયા.'

'કામ બરાબર થતું હોય તો કબૂલ.'

બાપ દિકરો ત્યાં રહ્યા. છોકરાની અદ્ભૂત વાત ચારે બાજુ ફેલાઇ ગઇ. ચોર બધા બ્હી ગયા તે એ તરફ ફરકયા જ નહિ.

બબ્બે વરસ વહી ગયાં ને રોજના હજાર રૂપૈયા અપાયે જ ગયા. ખજાનામાં ખાડો પડયો. રાજાજીને હૈયે આવ્યું. કામ નહિ કાજ નહિ ને હજાર રૂપૈયા શાના અપાય ?

'વખતે એને આવડતું યે નહિ હોય!' દિવાને શંકા ઉઠાવી.'

રાજા કહેઃ 'ના! ના! એમ તે હોય!'

'કોણે એની પરીક્ષા લીધી છે?'

'કોઇએ નહિ?'

'તો પછી આપણે એની પરીક્ષા લઇએ ને જોઇએ તો ખરા.'

તે રાતે રાજાએ ને દિવાને રાતની વખતે ખજાનામાં ખાતર પાડ્યું. હીરા, મોતીને જર જરીઆનનાં પોટલાં બાંધ્યાં. માથે મૂકીને ગઢની રાંગે ત્રણ ત્રણ આંટા દીધા ને તળાવમાં જઇને નાખી આવ્યા.

બીજે દહાડે બૂમ પડી કેઃ 'ખજાનામાં ખાતર પડ્યું. લાખો રૂપીઆનો માલ લૂંટાયો.'

રાજાજી રાંડ પાડતા આવ્યાઃ 'બોલાવો પેલા રોજના હજાર રૂપૈયા ખાનારને.'

દિવાને ઉમેર્યુંઃ 'ને કહો એને કે ચોરને શોધી લાવે નહિ તો ગરદન મારીશું.'

કેટલાક બબડવા લાગ્યાઃ 'હવે ખબર પડશે કે હજારો રૂપીઆ કેમ ખવાય છે તે!' 'એની એ ખબરો લેવાશે.' 'આવડત વિના ઓછું જ કોઇ માથે લે છે!'

પેલો પગી આવ્યો. યક્ષિણીના કાંકરાના જોરે એણે ચોરનાં પગલાં જોયાં ને પગલાં પરથી ચોર પારખ્યા. એ તો દિંગજ થઇ ગયો.

ભરી મેદનીમાં એવા ચોરનાં નામ કેમ લેવાય ! એણે ગઢની રાંગે ત્રણ આંટા દીધા ને તળાવનો રસ્તો લીધો. પાળે જઇને કહે: 'તારાઓને બોલાવો. આ તળાવમાં મુદ્દા-માલ પડયો છે.'

તારાઓએ ડુબકીઓ મારીને પોટલાં કહાડયાં. સૌ કોઇ એ જોઇને થંભી ગયું.

'વાહ! શી એની શકિત!' એમ કહીને સૌએ એની તારીફ કરી.

'પણ ચોર કયાં ?' રાજાજીએ પૂછયું.

'એની કાંઇ જરૂર ? મુદ્દામાલ મળ્યો પછી ચોરનું શું કામ છે ?' એણે ભરમ ટકે તો સારૂ એમ જાણીને જવાબ દીધો.

'મારે એને નસીઅત દેવી છે–ફરીને આ તરફ ફરકે નહિ.'

'રહેવાદોનો ! રાજાજી.'

'ના. એ નહિ બને.'

'એનાં નામ દેવામાં સાર નથી.'

'મારે તો ચોર જોઇએ. ઝાઝી વાત કર્યા સિવાય ચોર પકડી આપ.'

'પછી પસ્તાશો—'

'બસ, ચોર બતાવ.' મિજાજ ગુમાવીને રાજાજી બોલ્યા.

'ત્યારે મહારાજ, એ ચોર બીજા કોઇ જ નહિ પણ આપ અને આપના દિવાનજી.'

બેઉના મોઢાં ઉતરી ગયાં.

## સો'ણલીયો

*

ફરર ફરર પવન આવતો હોય, ઉનાળાના દહાડા હોય, આંબાનો છાંયો હોય, માથે કોયલ બોલતી હોય ને બપોરનો વખત થયો હોય તો કોને ઝોકું ન આવે! મનુને બિચારાને એમ જ ઉંઘનું ઝોકું આવી ગયું.

એની બાએ એને તડકે સુકવેલા ચોખા સાચવવા બેસાડયો હતો.

દસપંદર ખિસકોલીઓ ધીરે રહીને આવીને ચોખા ખાવા મંડી.

મનુની બાએ દૂરથી જોયું તો મનુ ઉંઘે છે ને ખિસકોલીઓ ચોખા ખાય છે.

અને મનુની બા સાવકી હતી.

એને તો ગુસ્સો ચઢયો દોડીને આવીને મનુને ઢંઢોળ્યો.

મનુ કહેઃ 'અરરરર ! મારૂં મઝાનું સો'ણું બગાડયું !'

'અરે વાહરે ! સો'ણુવાળા ! અહીં બધા ચોખાની ચટણી થઇ ગઇ ને ભાઈને સ્વપ્નાં આવે છે ! શું સો'ણું આવ્યું હતું ?'

મનુ કહે : 'અહાહા ! કેવી મઝાની વાત ! રાજાજીના સિંહાસન પર આ ભાઇસાહેબ બેઠા હતા અને એક બાજુએ ચાંદો અને બીજી બાજુ સુરજ ઝગમગતા હતા અને શુકરનો તારો મારા પગ આગળ ઝબુકતો હતો..'

'લાવ તારૂ સો'ણું–' એની બાએ બૂમ મારી.

'સો'ણું તે કાંઈ અપાતું હશે ?' મનુએ કહ્યું.

'લાવ નહિ તો મારૂ''

મારથી મનુ બહુ બી'યે તે જાય નાઠો.

જતાં જતાં રાજા સામા મળ્યા. દખ્ખણુ દેશનો એ મહારાજા. મનુને હાંફલો ફાંફલો જોઇ એ પોતાની સાથે લઈ ગયા ને ધીરે રહીને વાત પૂછી.

મનુએ બધી વાત કહી.

રાજા કહે : 'તારૂં સો'ણું કહે.'

મનુએ કહી બતાવ્યું.

રાજાને એ ગમી ગયું તે કહે : 'લાવ તારૂં સો'ણું'

'એ તે કાંઇ અપાતું હશે ?'

'લાવ નહિ તો મારીશ.'

ને મનુ તો જાય નાઠો. પણ નાસીનાસીને ક્યાં નાસે ? આતો રાજાજી હતા. બધે કાંઇ ઓછી જ એની આ હોય છે ?

નોકરો એને પકડી લાવ્યા અને રાજાજીએ એને કેદ નાખવાનો હુકમ કર્યો.

જૂના જમાનામાં કેદ કરવું એટલે મોટા ભોંયરામાં પુરી દેવું.

રાજાજીને એકની એક દીકરી હતી તેણે એનું સો'ણું સાંભળ્યું હતું અને બાપે કરેલી સજા જોઇ જરા દુઃખી થઇ હતી. મનુની એને દયા આવી.

રોજ એ એને ખાવા પહોંચાડી આવતી, ને ખબર પૂછતી.

રાજકુમારી મેનાનાં રૂપ ગુણની વાત સાંભળી ઓતરાખંડના ઉદેસિંહ રાજાને એનું માગું કરવાનું મન થઇ આવ્યું. વખતે માગું પાછું વળે ધારીને એણે એક યુક્તિ કરી.

પોતાના માણસ સાથે ચાર ઘોડી મોકલી ને તેણે કહેવરાવ્યું કે આઠ દહાડામાં તમે આ ઘોડીઓમાં મા કઇ, મોટી વછેરી કઇ, અને નાની વછેરી કઇ એ પારખીને કહેવરાવજો. જો નહિ કહેવરાવી શકો તો રાજકુમારીને અમારા ખાંડા સાથે વરાવજો.

રાજબારોટને મોઢેથી આ વાત સાંભળી દરબાર આખો વિચારમાં પડી ગયો.

ચારે ઘોડી રૂપરંગ, દેખાવ અને ગુણમાં એક સરખી. જરા ય ફેર નહિ એટલે પરિક્ષા શી રીતે કરવી ?

કોઇની હિંમત ચાલી નહિ.

મેનાએ મનુને બધી વાત કહીને સલાહ પૂછી.

મનુ કહે: 'રાતના વખતે ચારેને જૂદાજૂદા તબેલામાં પૂરજો અને ખૂબ ચંદી ખવરાવજો. ચંદીમાં ખૂબ મીઠું નાખજો. રાતના જરા ય પાણી પાશો નહિ. સવારે ચારે તબેલા સાથે ઉઘાડજો. જે સૌથી પહેલી નીકળે તે મા. તેને જોઇને તરતજ બહાર આવે તે સૌથી નાની વછેરી, પછી આવે તે વચટ ને છેલ્લી આવે તે મોટી વછેરી.'

મેનાએ રાજાજીને વાત કરી.

રાજાજીએ એમ કર્યું ને બારોટને જવાબ આપ્યો.

ઉદેસિંહને ખરો ખુલાસો મળવાથી બીજો રસ્તો લેવો પડયો. એક મહા ભારી બાણુ એણે છોડાવ્યું તે જઇને દખ્ખણુ દેશના રાજાના દરબારમાં જઇને પડ્યું. એને છેડે કાગળ હતો કે આ બાણુ અહીં પાછું ફેંકાવજો, ના ફેંકાવો તો ખાંડા સાથે મેનાકુમારીને પરણાવવાની તૈયારી કરજો. દરબારના બધા યે શુરવીરો ને સરદારો, ગરાસીયા ને વાંટા-દાર મથ્યા પણુ કેમે કર્યું બાણુ નીકળે જ નહિ.

મેનાએ બીજે દહાડે મનુને વાત કરી.

મનુ કહે : ' એમાં શું. મને જરા બહાર કાઢોને પછી હું ખેંચી કાઢીશ.'

રાતને વખતે મેનાકુમારીએ મનુને દોરડું લટકાવી બહાર કાઢયો.

મનુએ બાણ ખેંચી કાઢયું ને પાછો ભોંયરામાં ઉતરી ગયો.

સવારમાં જે જુએ તે કહે કે આ બાણ મેં ખેંચ્યું. સારા યે દરબારમાં ભારે રસાકસી જામી.

કોણ ખરૂં ને કોણ નહિ તે કેમ જણાય ?

રાજાજી કહે : 'જેણે ખેંચ્યું હોય તેણે એ પાછું ઓતરાખંડના દરબારમાં ફેંકવું. જે ફેંકી શકશે તેને મેનાકુમારી પરણાવીશું.'

બધાય ફડાકીદાસનાં મોઢાં સીયાવીયા થઇ ગયાં ! કોની તાકાત હોય કે બાણ ઉપાડી પણ શકે !

મેના કહે : 'એ તો પેલા સો'ણાવાળાનું કામ હશે....'

' વાહરે સોણલીયા ! ' કહીને રાજાજીએ મનુને બહાર કાઢી મંગાવ્યો.

અને એણે બાણ ઉપાડીને સણસણાટ કરતું ફેંકયું ઓતરાખંડના દરબારમાં.

સૌ આંખો ફાડીને જોઈ રહ્યા.

'રંગ છે રે સોણલીયા રંગ છે ! ' બારોટે હોકારો દીધો.

મનુનાં ને મેનાકુમારીનાં લગન થયાં.

બેઉના આનંદનો પાર ન રહ્યો.

ઓતરાખંડના રાજાના પેટમાં દુઃખવા માંડયું. એની ઇર્ષ્યા વધી પડી ને લશ્કર તૈયાર કરવા માંડયું.

મનુને એની ભાળ મળી. એ તો ચાલ્યો ઓતરાખંડ જીતવા.

સો'ણુલીયાના નામનો સારા યે દેશમાં ડંકો વાગ્યો.

જતાં જતાં એને એક ખેડુ મળ્યો. ખેડુતો જાય ને ઢફ્ફાં પડે તે ખાતો જાય.

'વાહ ! આ તો અજબ જેવું' મનુ બોલી ઉઠયો.

પેલો કહે : 'આમાં તે શું અચરજ પામો છો. ખરૂં કર્યું તો પેલા સોણુલીયાએ ! અચરજ તો એ છે કે સોણું આવ્યું ને આભની પરી જેવી ચંદ્રમુખીને પરણ્યો !'

'મારૂં નામ જ સોણુલીયો.'

'એમ ! બહુ સારૂં થયું કે તમારૂં ઓળખાણ થયું. કયાં જાઓ છો ?'

'ઓતરાખંડ જીતવા. તમે યે ચાલશો ? એકથી ભલા બે.'

'ચાલો ત્યારે' કહીને એ સાથે ચાલ્યો.

બેઉ જણુ આગળ વધ્યા.

જતાં જતાં દરિઆકાંઠે આવ્યા.

એક જણ કિનારે બેઠો બેઠો ચસચસાવીને દરિઆનાં ખારાં પાણી પીતો હતો. મનુને એ જોઇ નવાઇ લાગીને બોલી ઉઠયો: 'વાહ ! આનામાં તો અજબ કરામત છે !'

પેલો કહેઃ 'આમાં તે શું ! રંગ રાખ્યો પેલા સોણુ-લીયાએ કે મેના કુમારીને પરણી ગયો ને....'

'સોણુલીયાને જોયો છે ?' પેલા ખેડુએ પૂછયું.

'નારે ભાઇ !'

'એજ ગમ્મત છે ને ! આમનું જ નામ સોણુલીયો !'

'ઓહો !' કહીને બધી વાત પૂછી અને બેથી ભલા ત્રણ કરીને એને યે સાથે લીધો.

આગળ ચાલ્યા ત્યાં એક જણ પગે ઘંટીનાં પડીયાં બાંધીને દોડે તે એવો દોડયો એવો દોડયો કે જોત જોતામાં આગળ દોડતા હરણને એણે પકડી પાડયું.

'ઓહો ! આણે તો ભારે કરીને !'

'એમાં તે શું ભારે કરી ભારે કરી કહો છો ? ભારે કરી પેલા સોણુલીયાએ !' તે બોલ્યો.

એની જોડે બધી વાત થઇ ને એય સાથે ચાલ્યો.

ચારે જણ આગળ વધ્યા.

રસ્તામાં એક જણ 'જમીનપર કાન દઇને સૂતો હતો. 'શું કરે છે ?' એમ પૂછતાં તેણે જવાબ આપ્યો: 'પાતાળમાં હમણાં કીડીઓનાં બે ટોળાં વચ્ચે મહાભારતની લઢાઇ

ફાટી નીકળી છે તે સાંભળું છું ને બેઉ પક્ષને સુલેહ કરવા સમજાવું છું.

'એતો બહુ કપરૂં કામ!'

'એમાં તે શું. કપરૂં કામ તો સોણુલીયાનું કે ખાસ્સી રાજકુમારીને પરણી ગયો—'

'આજ એ' કરીને એકે એને સોણુલીયો બતાવ્યો ને બધી વાત કરી. એને યે સાથે આવવાનું મન થયું એટલે ચારથી ભલા પાંચ કરીને એને પણ લીધો.

જતાં જતાં એક જણને આકાશ સામે તાકીને જોયા કરતાં દીઠો. પૂછયું ત્યારે કહેઃ 'ત્રણ દહાડા પહેલાં મેં એક બાણ છોડયું હતું તે હમણાં સોરૂ પાછું આવવાનું છે એ જોઉં છું.'

'આતો અક્કલ કામ ન કરે એવી વાત લાગે છે!'

'ઓહો! એમાં તે શું હેરત પામી જાવ છો. હેરત પામીએ એવું તો સોણુલીયે કર્યું છે!'

એની સાથે યે વાત થઇ ને એને પણ જોડે જવાનું મન થયું, એટલે એને પણ લઇ લીધો.

આગળ જતાં એકજણ બેઠો બેઠો અજબ રીતે પક્ષીઓની પાંખો બદલતો હતો તે જોઇને બધાંને નવાઇ લાગી. તે કહેઃ 'ઓહો! આણે તો કમાલ કરી.'

'કમાલ કરી સોણુલીયે કે રાજકુમારીને પરણી ગયો. આમાં તે શી કમાલ કરી છે મેં!'

સોએ એને બધી વાત કહી ને તે યે સાથે ચાલ્યો.

સાતે જણુ ચાલ્યા ઓતરાખંડમાં.

જતાં જતાં એકજણુને ખભાપર જબરદસ્ત શંકરનું દહેરૂં ઉંચકીને જતો જોયો.

'ઓહોહો ! આણે તો ભાઈ ગજબ કર્યો !'

'એમાં તે શાનો ગજબ કર્યો ! ભોળા શંભુનો હું ભક્ત છું અને જ્યાં જઈએ ત્યાં દહેરૂં હોયે ખરૂને નાયે હોય એટલે આપણે આપણું દહેરૂં સાથે જ રાખીએ છીએ. ગજબ કર્યો પેલા સોણુલીયાએ કે દખ્ખણ દેશનો ચાંદો ચુંટી ગયો.'

સોણુલીયાનું એને ઓળખાણ કરાવ્યું એટલે તે પણ સાથે ચાલ્યો.

આઠે પહોંચ્યા ઓતરાખંડના દરબારમાં. મહારાજા પાસે જઈને સોણુલીયે રાજકુમારીની માગણી કરી. આપે તો ઠીક ને ના આપે તો કરે લડાઈ.

ટાઢે પાણીએ ખસ જાય ને સાપ મરે પણ લાઠી ન ભાગે એવી ઓતરાખંડના દરબારે યુક્તિ કરી.

'કુંવરી દેવામાં અમને કાંઈ જ હરકત નથી પણ પહેલાં અમારે તમારા બળ, કળ ને જળની પરીક્ષા કરવી જોઈએ. એમાં તમે પસાર થાવ તો અમારી ક્યાં ના છે ?'

'ભલે ! કરવા માંડો પરીક્ષા. શી પરીક્ષા કરવી છે ?'

'અમારા રસોયા ત્રણ રાત ને ત્રણ દહાડા પકવાન પાડે તે તમારે એક દહાડામાં જ ખાઈ ને ખૂટાડવું.'

'ઓહો! એમાં શું. એ તો અમારામાંનો એકજ જણ કરી શકશે!'

'એ તો મારૂં કામ-રોડાં કરતાં પકવાન જાડું-એ કામ મને જ સોંપો.' પેલો ખેડુ બોલી ઉઠયો.

ને ત્રણ દહાડા ને ત્રણ રાત મહારાજાના કંદોઇઓએ બત્રીસ ભાતનાં રૂડાં પકવાન બનાવ્યાં તે બધાં ય પેલા એકલાએ જ એકી વખતે સફાચટ કરી નાખ્યાં. સોગન ખાવા જેટલી યે ભુકરી બાકી ન રાખી!

રાજાજી કહે: 'ઠીક! એક પરીક્ષા થઇ, હવે આ દુધનું કડાયું એકી સાથે એકકે ઘુંટડે પી જવું.'

'એ મારૂં કામ-ખારા પાણી કરતાં મીઠું દૂધ શું ખોટું?' કરતો ને એ તો એકે ઘુંટડે આખું કડાયું ગટ-ગટાવી ગયો. ટીપુ ય નીચે ન પડયું!

જા કહે: 'હવે અહીંથી ત્રણ દહાડાની મજલ પર એક વાવ છે એનું પાણી મારો ઘોડેસ્વાર જઇને લઇ આવે એ પહેલાં લઈ આવો.'

'એ મારૂં કામ' કરતોકને પેલો ઘંટીનાં પડ પગે બાંધનાર ઉપડયો.

એની સાથે રાજાના સ્વારે દોસ્તી કરી ને આખો દિવસ બેઉ સાથે ચાલ્યા ને સાથે વિસામો લેવા થોભ્યા. જમતી વખતે સ્વારે એના ખાવામાં તીવ્ર ઘેનની દવા ભેળવી દીધી એટલે એ તો બિચારો ઘસઘસાટ ઉંઘી જ

ગયો. ખાસ્સો એક દહાડો ને એક રાત લાગલાગટ ઉંઘ્યા જ કર્યો.

પેલો સ્વાર તો વાવમાંથી પાણી લઇને જ પાછો વળ્યો.

સોણુલીયો પૂછે : 'આપણો મિત્ર આવતો સંભળાય છે ખરો ?'

પેલો કીડીઓને સલાહ કરાવનાર કહે : 'નારે ભાઇ ! એ તો ઉંઘી ગયો લાગે છે.'

'માર્યા ઠાર !' કહીને એણે પેલા બાણુની રાહ જોનારને બાણ મારવા કહ્યું. એણે તાકીને બાણ માર્યું, તે પેલાના પગે બાંધેલાં બેઉ ઘંટીનાં પડ કડાક લઇને તુટી પડયાં. એ તો ઝબકીને જાગ્યો ને જાગતાં વેંત જ દોડયો. હાંફલા ફાંફલા પાણી ભરીને આંખ મીંચીને ઉઘાડીએ એટલામાં તો લઇને આવી પહોંચ્યો. સ્વાર તો કયાંનો કયાંય પાછળ રહી ગયો હતો.

આટ આટલી પરીક્ષા પછી રાજાના પેટનો મેલ ગયો ન હતો. તેણે આ આઠેજણને જમણુમાં ઝેર દેવાની સંતલસ કરી.

પણ જેને રામ રાખે તેને કોણ મારી શકે ? કીડીને સલાહ આપનારના સરવા કાનોએ સંતલસ સાંભળી લીધીને પંખીની પાંખો બદલનારે મીઠાઇના તાટ હેર ફેર કરવાનું પોતાને માથે લઈ લીધું.

અને તરતજ તેણે પોતાની ફરજ બજાવી. ને તાટ ફેરવી નાખ્યા.

પેલા આઠેજણે લહેરથી મિષ્ટાનપર ખૂબ હાથ માર્યો અને રાજાજીના આઠ સરદારો મીઠાઇ ખાતાં વેંત રામ-શરણ થઇ ગયા !

હવે કાંઇ રાજાજીનો છૂટકો થાય !

એમણે સોણુલીયા સાથે રાજકુમારી પરણાવી.

પણ છેવટે કહેઃ 'એ બેઉને જવા માટે હું તો કાંઇ વાહન નહિ આપું. એમને ને એમને દીધેલા તથા રાજ-કુમારીને કરેલા કરીઆવર માટે વાહન એમણે શોધી લેવું"

પેલો શંકરના દહેરાવાળો કહેઃ 'તમે નહિ દો તો કાંઇ કામ અટકી નહિ પડે ! આટલું મોટું દ્હેરૂં ઉપાડું છું તો તમારો કરીઆવર જુઓને ! શું મોટું આપીને ન્યાલ કર્યા છે તે અમારૂં મન જાણે છે !'

અને એણે પોતાને ખભે બધું ઉપાડયું સ્તોને !

જોતજોતામાં સૌ આવ્યા દખ્ખણ દેશમાં.

પણ આ બધી ગડભાંગમાં ખાસ્સાં પાંચડેપાંચ વર્ષ વીતી ગયાં હતાં અને એના કુમારીને એક મનોહર પુત્ર આવેલો તે ચે ચાર વર્ષનો થઇ ગયો હતો.

સોણુલીઓ આવ્યો દરબારમાં પોતાના દોસ્તોને જર જરિઆનને જાગીરોથી નવાજ્યા.

રાજાજીએ એને પોતાની ગાદી સોંપી.

એક દરબાર ભરાયો હતો અને સોણુલીઆની બે બાજુ બે રાણીઓ તથા પાસે રાજકુમાર બેઠો હતો ત્યાં એણે પોતાની સાવકી માને તેડાવીને તેને અને મહારાજાને નમન કરીને કહ્યુંઃ 'હ્યો આ મ્હારૂં સો'ણું ! તે દહાડે માગતાં હતાં તે. આ બાજુ સુરજ ને આ બાજુ ચંદ્રમા આ પેલો શુક્રનો તારો !' એમ કહીને એણે ચંદ્રમા જેવી સૌમ્ય એના કુમારી અને સુરજ જેવી ઓતરાખંડની રાજકુમારી તથા શુક્ર જેવો રાજ કુમાર બતાવ્યાં.

બેઉના આનંદનો પાર ન રહ્યો.

સૌની આંખમાં આનંદનાં આંસુઓ આવ્યાં.

*

# પાપનો ભાર

*

બહુ જુના વખતની વાત છે. કેટલા જુના વખતની તે તો કોણ જાણે પણ સાંભળ્યું છે કે બહુ જુના વખતની વાત છે.

એ વખતે પૈસાનું નામ ન હતું. એક બીજાનું પડાવવાની દાનત ન હતી. મોટા મોટા દાણા પાકતા ને ધરતીમાં રસકસનો પાર ન હતો.

પાર વનાનું અનાજ પાકે, ઘી દૂધ ને ફળફળાદિનો તોટો નહિ. જ્યાં જુઓ ત્યાં આબાદી. ભિખારીનું નામ નહિ.

એ વખતની આ વાત છે.

નાનું મઝાનું એક ગામ હતું.

એમાં બે પાડોશી રહે. એક નાનજી ને બીજો દેવજી.

નાનજી નીચી ખાંમીનો ને ભારે ચપરખંધો.

દેવજી દેવ જેવો.

'દેવજીભાઇ ! આપણે સૈયારી ખેતી કરીશું ?' નાનજીએ પૂછ્યું.

'જેવી તમારી મરજી. આપણી કૈં ના નથી.' દેવજીએ જવાબ આપ્યો.

'જુઓ ભાઈ, આપણે પહેલેથી બધું નક્કી કરી લઇએ.

'ભલે.'

'બેઉએ સરખી મજુરી કરવી ને સરખે સરખું વ્હેંચી લેવું.'

'કબુલ.'

'તમે શું લેશો ?'

'તમને જે ઠીક લાગે તે આપજો ને.'

'એવું નહિ. તમે બોલોને. જમીનની અંદરનું લેશો કે જમીનની ઉપરનું ?'

'જમીનની ઉપરનું આપજો.'

'ભલે ત્યારે જમીનની ઉપરનું તમારૂં ને અંદરનું મારૂં.' નાનજીએ કહ્યું.

બેઉ જણાએ નક્કી કરીને ખેતર ખેડયું. બરાબર ખેડ કરાવીને નાનજીએ શક્કરીયાં વવરાવ્યાં.

શક્કરીયાંના વેલા ખુબ ફાલ્યા. દેવજીને એ જોઇને આનંદ થતો કે ખેતી ઠીક થઇ છે.

વેલા ચીમળાવા લાગ્યા એટલે ખોદણી શરૂ થઈ. શક્કરીયાંના ખોદી ખોદીને ઢગલા કર્યા.

નાનજી ખભે ગાંસડી ભેરવીને શક્કરીયાં લઈ જાય ને દાણાને બદલે આપી આવે.

શક્કરીયાં આપી આપીને એણે દાણાનો ઢગલો કર્યો.

દેવજી વેલા આપવા ગયો પણ એને બદલે કોઈએ એને દાણા ન આપ્યા. વેલાની બદલીમાં પૂળા મળ્યા. અને તે ઢોરને ખવરાવવાના કામમાં આવ્યા.

આખા વરસની મહેનતને અંતે નાનજીને અનાજનો ઢગલો મળ્યો ને દેવજીને નસીબે પૂળાની ગંજી આવી

બીજું વરસ થયું એટલે નાનજીએ પૂછવા માંડયું: 'બોલો દેવજીભાઇ ! આ વરસે તમે શું લેશો ?'

'જે આપશો તે.'

'ના પણ પહેલેથી નક્કી કરીએ તે વધારે સારૂં.'

'તમને જે ઠીક લાગે તે આપજો,'

'એમ નહિ. જમીન પરનું લેશો કે જમીનની અંદરનું ?'

'આ વરસે જમીનની અંદરનું આપજો.' દેવજીએ જવાબ આપ્યો અને એ જવાબ આપતી વખતે એની નજર સામે અનાજનો ઢગલો દેખાતો હતો.

'ભલે. જેવી તમારી મરજી.' એમ કહીને નાનજીએ એ વરસે શેરડી રોપાવી.

શેરડી પાકી એટલે નાનજીએ કાપી કાપીને દાણાની સાટે આપવા માંડી. શેરડી કપાઇ રહી એટલે નાનજીને ભાગ અનાજનો મોટો ઢગલો આવ્યો.

'દેવજીએ મૂળ ખોદાવીને એકઠાં કર્યાં. એની બદલીમાં એને કૈં મળ્યું નહિ. એ તે કૈં શક્કરીયાં હતાં કે એની સાટે દાણા મળે ? એની બિચારાની મહેનત મારી ગઇ. ગયા વરસ કરતાં આ વરસ એ ખરાબ નીવડયું.

ત્રીજું વરસ થયું એટલે વળી નાનજીએ પૂછવા માંડયું: 'આ વરસે શું લેશો ? દેવજીભાઇ !'

'તમે જે આપશો તે.'

'પણ ચોખવટ થાય તો સારૂં.'

'તમને ફાવે તે આપજો ને.'

'ત્યારે આ વરસે ત્રણ ભાગ પાડીએ. બે ભાગ તમે લેજો ને એક ભાગ મને આપજો.'

'એવું તો ન થાય.'

'તમને કૈં નથી મળ્યુ એટલે બે ભાગ તમે લેજો. બોલો શું લેશો ? જમીનની અંદરનું, ઉપરનું કે આકાશ ભણીનું ?'

'આપણને તો જમીનની અંદરનું ને ઉપરનું આપજો. આકાશ ભણીનું તમે રાખજો.'

દેવજીભાઇની નજર આગળ બેઉ વરસ નાનજીએ કરેલા અનાજના ઢગલા તરતા હતા.

એ વરસે નાનજીએ જુવાર વવરાવી.

મોસમ પુરી થઈ એટલે જુવાર લણીને નાનજીએ ડુંડાનો ઢગલો માર્યો.

દેવજીએ જુવારનાં રાડાં અને મૂળીયાં એકઠાં કર્યાં.

નાનજીને ભાગે જુવારનો ઢગલો ગયો.

દેવજીને જુવારની કડબ મળી.

ત્રણ ત્રણ વખત નાનજીએ દેવજીને બનાવીને એના ભોળપણનો લાભ લીધો હતો. એને ભૂખે મારીને એની પાસે સખત મજુરી કરાવી હતી.

દેવજીનો આત્મા કકળી ઉઠયો. અને માણુસનો અંતરાત્મા જ્યારે જ્યારે કકળી ઉઠે છે ત્યારે ત્યારે એ ભયંકર હાય નાંખે છે.

અને એ હાયમાં પત્થરને પીગળાવી નાખવાની શક્તિ છે.

દેવજીએ કકળીને નાનજીને શાપ આપ્યોઃ 'તેં મને ત્રણ ત્રણ વખત ફસાવ્યો. એ પાપનાં પોટલાં આખો વખત ઉંચકયા કરજે.'

નાનજી જીવ્યો ત્યાં લગી જતી વખતે પણ ભાર વહેતો અને આવતી વખતે પણ ભાર ઉપાડી લાવતો.

નાનજીના વંશજો હજી યે કાછીયા તરિકે ઓળખાય છે અને જતાં ને આવતાં બિચારા ભાર વહ્યા કરે છે. એમના પૂર્વજના પાપના ભારે હજી યે એમની કેડ વળી ગયેલી રહે છે.

પાપનો ભાર કૈં ઓછો છે!
વિશ્વાસઘાત કૈં જેવું તેવું પાપ છે!

# કલાવતી

*

'જો તો ખરી! પેલો કેવો જનાવર જેવો છે! પાણી પણ જનાવરની માફક પીયે છે!'

ઉનાળાના દહાડા છે. ધોમ ધખ્યો છે. ગરમી તો કહે મારૂં કામ.

ઘમઘમ ઘુઘરમાળ ઘમકાવતો હેમચંદ શેઠનો સગરામ ચાલ્યો જાય છે. મહીં હેમચંદ શેઠ ને કલાવતી શેઠાણી બેઠાં છે.

શેઠ મોટા લખપતિ છે. એમનો દેશ દેશાવર વેપાર ચાલે છે. લંકા સુધી એમનાં વહાણ ફરે છે.

ચીકુર ચીકુર કોસ ફરે છે ને ઢાળીએ થઈને પાણી વહ્યે જાય છે.

એક ભરવાડ એનાં ઘેટાં સાથે આવીને ઢાળીએથી અદ્દઉગડો વળીને પાણી પીએ છે. ઘેટાંની પેઠે એણે પણ નીચા નમીને પાણીએ મોઢું અડકાડીને ચસ ચસ પાણી પીવા માંડયું છે. અને એટલામાં હેમચંદ શેઠની નજર એના ઉપર પડી છે. શેઠને એ જોઇને નવાઇ લાગી. તે એમણે શેઠાણીને વાત કરી અને આંગળી વતે ભરવાડ બતાવ્યો.

'એમાં શું !' કુલાવતીએ જવાબ આપ્યો. 'જેવા જેના સંસ્કાર ! એ બિચારો જનાવર સાથે રહે છે એટલે જનાવર જેવા સંસ્કાર પડયા છે—'

'સારા માણસમાં રહ્યો હોત તો—'

'સારા સંસ્કાર પડત.'

'એમ તે કૈં બનતું હશે ! એ જાત જ એવી જડ જેવી છે કે એને સારા સંસ્કાર પડે જ નહિ.'

'એવું છે જ નહિ. એ જ ભરવાડને સારા સંસ્કાર પડે તો—'

'તો શું એ ગધેડામાંથી માણસ થઇ જવાનો ?'

'એથી યે વધારે. એ એવો પણ થાય કે એનાં ખાસડાં તમારા જેવા લખપતિ યે ઉંચકે.'

'એમ થઇ શકે જ નહિ. તું યે ખાલી હાંકયે જ રાખે છે !'

'એમાં હાંકવાનું છે જ નહિ.'

'તો પછી તારામાં પાણી હોય તો એને એવા સંસ્કાર પાડી બતાવ.'

'બહુ સારૂ. વખત આવ્યે આપ એનાં ખાસડાં ઉંચકશો એ હું બતાવી આપીશ.'

'ઠીક છે! એ યે જોયું જશે.'

આમ એકએક વાત રસ પર ચઢી.

એક વખત બોલી ગયા પછી શેઠાણીએ હવે કરી બતાવવાનું હતું. સિગરામ ઉભો રખાવીને એ ઉતરી પડી.

હેમચંદ શેઠે સમજાવવા પ્રયત્ન કર્યો પણ શેઠાણીનું મન માન્યું નહિ. એને તો પોતાના બોલ્યા મુજબ કરી બતાવવાની તાલાવેલી લાગી હતી.

શેઠાણીને ત્યાં રહેવા દઇ શેઠ ચાલ્યા ગયા.

કેલાવતી ધીરે રહીને ભરવાડ પાસે ગઇ અને એનું નામ ઠામ પૂછ્યું.

'મારૂ નામ રત્નો.' ભરવાડે જવાબ આપ્યો, 'રંગપુરને પાદરે મારો નેસ છે.'

'તારે માબાપ છે?'

'બાપ તો નથી પણ મા છે.'

કુવા આગળ બપોરી ગાળીને કેલાવતી રંગપુરને માર્ગે પડી. ત્યાં જઇને રત્ના ભરવાડનો નેસ શોધી કાઢયો.

રત્નાની ડોશીએ એને આવકાર આપ્યો. ડોશીને એણે વીતક વાત કહી.

સ્ત્રીઓને એક બીજા સાથે હળી જતાં વાર નથી લાગતી ને લઢી પડતાં યે વાર નથી લાગતી.

ડોશીએ એને મદદ કરવા હા પાડી. એનો પણ એમાં સ્વાર્થ હતો. એનો દિકરો સંસ્કારી થતો હતો અને આવાં લખપતિ માણસ એને મદદ કરવા આવે એ પણ એના દિકરાનાં મોટાં નસીબની જ વાત હતી!

ડોશીને ત્યાં કલાવતી એની દિકરી પેઠે રહી. રત્નાને એ રોજ ઢોરઢાંકરની ખબર પૂછે અને એમાંથી શું મળે ને શું નહિ એની પણ વાત કરે.

છેવટે એણે માદિકરાને ઢોરઢાંકર વેચી સાટીને મોટા શહેરમાં પોતાની સાથે આવવા સમજાવ્યાં. ડોશીએ હા કહી એટલે રત્નાને પણ હા કહેવી પડી.

ઢોરઢાંકર વેચી દીધાં, ઘરવખરી કાઢી નાખી અને માદિકરો કલાવતી સાથે ભાણુપુર આવી પહોંચ્યાં. ભાણુપુરનું બંદર પ્રખ્યાત હતું અને ત્યાં દેશદેશાવરનાં વહાણો આવીને નાંગરતાં.

ભાણુપુરમાં આવીને કલાવતીએ એક વિશાળ મહેલ ભાડે રાખ્યો અને માદિકરો ભરવાડ છે એની કોઈને પણ ખબર ન પડે એવી રીતે રહેવા માંડયું.

રત્ના માટે એણે એક સુંદર કચ્છી ઘોડો વેચાતો લીધો અને ઉસ્તાદ રાખીને એને ઘોડેસ્વારી શીખવવા માંડી.

બીજી બાજુથી એને ભણાવવાનું શરૂ કર્યું અને એની

તહેનાતમાં એના જેવજેવડા બે ત્રણ સરખે સરખા માણસ રાખી લીધા.

ધીરે ધીરે રત્નો બદલાતો ચાલ્યો.

બે વરસે રત્નાનો રતનસિંહ થયો.

અને જ્યારે એ ઘોડેબેસીને થનગન થનગન નચાવતો ચાલતો ત્યારે સૌ કોઇ એને બે ઘડી જોઇ રહેતું.

છેવટે એને મરદાનગીની કસરતો શીખવવામાં આવી અને શિકાર કરતાં પણ શીખવાડયું.

પછી એ રોજ દરબારમાં જાય એવી ગોઠવણ કરવામાં આવી.

એનાં રૂપરંગ ફરી ગયાં હતાં.

ભમતાભૂત જેવો ભરવાડ હવે કોઇ રઢીયાળા રજપુત જેવો લાગતો હતો.

રાજકુમારની એના પર નજર પડી અને એમણે એની સાથે દોસ્તી બાંધી.

વખત જતાં એ સંબંધ ગાઢો થયો. બેઉ સાથે શિકાર રમવા પણ જાય.

અને શિકાર ખેલવા એ કાંઇ હાંસી ખેલ નથી. કોઈ વખત માથું વેગળું મૂકીને પણ કામ કરવું પડે.

બેઉ જણ એક વખત એક વાઘની પાછળ પડયા હતા. વાઘ ઘણો ચપરખંધો અને હરામખોર હોય છે. એ સામી છાતીએ લઢવા કરતાં કાવાદાવા વધુ પસંદ કરે છે.

ચોટ ચુકાવીને એ એકાએક રાજકુમાર ઉપર કુદ્યો. રતનસિંહ વખતસર મદદે પહોંચી ગયો અને પોતાની તરવારથી વાઘને મરણતોલ ઘાયલ કરી રાજકુમારને બચાવી લીધો.

રાજાજી પાસે એ વાત થઇ. એ પણ રતનસિંહના પરાક્રમથી પ્રસન્ન થયા. એનો બદલો કંઈક આપવો જોઇએ એમ એમને લાગ્યું.

કલાવતીના કહેવાથી રતનસિંહે બંદરની જકાતનો ઇજારો માંગ્યો. રાજાજીએ રાજી થઇને એને બંદરની જકાત ઉઘરાવવાનું કામ આપ્યું.

ધીરે ધીરે એ કામમાં પણ રતનસિંહ પાવરધો થઇ ગયો. કલાવતીએ પોતાને માટે બંદર પર જુદી જગ્યા રખાવી હતી અને ત્યાં થઇને જકાત ભરવા કોણ આવ્યું ને કોણ નહિ તે જોતી હતી.

ચાર છ મહિના થયા પછી હેમચંદ શેઠનાં વહાણ આવી પહોચ્યાં. શેઠ પણ આવી પહોંચ્યા. કલાવતીને એ વાતની ખબર પડી.

રતનસિંહને પાસે બોલાવી કલાવતીએ કહ્યું કે 'બધા વેપારીની જકાત પહેલાં લેજો અને સૌથી છેલ્લી હેમચંદ શેઠની જકાત લેવાનું રાખજો. જકાત લેતા પહેલાં જમવાનો વખત થઇ જાય એટલે જમવા આવજો અને તમારી સાથે હેમચંદ શેઠને પણ જમવા લેતા આવજો. કોઇ પણ હિસાબે હેમચંદ શેઠને અહીં લાવવાનું ચૂકતા નહિ.

અહીં આવતી વખતે તમે આગળ ચાલજો ને એમને પાછળ રાખજો. દાદર ઉપર ચઢતી વખતે છેક ઉપરને પગથીએ આવો ત્યારે તમારી એક મોજડી નીચે પડી જાય એમ કરજો અને એ લેવા ઉતરવાનું કરજો. એ વખતે શેઠ પોતે લઇ આવવાનો વિવેક કરે તો જરા આનાકાની કરીને એમને મોજડી લઈ આવવા દેજો.'

એ બધી વાત રતનસિંહને બરાબર રીતે સમજાવી અને રતનસિંહે એ મુજબ વર્તવાની હા પાડી. કલાવતીએ પોતાના ઉપર કરેલા ઉપકારનો કંક બદલો વાળવાનો આ પ્રસંગ હતો એમ પણ એને લાગ્યું. અને એવો પ્રસંગ હાથથી જવા ન દેવો જોઇએ એટલી અક્કલ તો હવે એનામાં આવી ગઇ હતી. કાંઇ પણ હેતુ સિવાય આ રીતે વર્તવાનો કલાવતી આગ્રહ ન કરે એવી એનો ખાત્રી હતી.

એક પછી એક બધા વેપારી પાસે એણે જકાત લેવા માંડી. હેમચંદ શેઠે જકાત આપી ને જવા માટે ઘણી યે કોશીશ કરી પણ રતનસિંહે તેમને બેસાડી રાખ્યા. એમનું કામ હાથ પર લીધું જ નહિ. બધા વેપારી પત્યા પણ એમનું કામ જ ન પત્યું. એટલામાં જમવાનો વખત થયો.

રતનસિંહે હેમચંદ શેઠને પોતાને ત્યાં જમવા આવવાનો આગ્રહ કર્યો. અમલદારનો આગ્રહ જોઇને શેઠને નમતું આપવું પડ્યું. એમને ગયા સિવાય ન ચાલ્યું. ઇજારદારની ઈતરાજી નાહકની શા સારૂં વ્હોરી લેવી ?

આગળ રતનસિંહ અને પાછળ હેમચંદ શેઠ રતનસિંહને મહેલે આવી પહોંચ્યા.

મેડીએ ચઢતાં દાદરને ઉપલે પગથીએ રતનસિંહની મોજડી નીકળી પડી ને નીચે ગઇ. એ નીચે જવા મંડયો ત્યાં હેમચંદ શેઠે પોતે લઇ આવવાનો વિવેક કર્યો. હા ના કરતાં રતનસિંહે એમને મોજડી ઉંચકીને લઇ આવવા દીધી.

બેઉ જણા જમવા બેઠા, ત્યાં કલાવતી પીરસવા આવી. એને જોઇને શેઠ ઠંડા થઇ ગયા. ચાર વરસની વાત શેઠને યાદ આવી અને એમણે રતનસિંહને એની નાત પૂછી.

રતનસિંહે પોતે ભરવાડ હોવાનું કબુલ કર્યું અને પોતાની સ્થિતિ કલાવતી બ્હેને સુધારી હતી એમ કહ્યું.

શેઠને હવે ખાત્રી થઇ કે કલાવતીએ પોતાના કહેવા મુજબ એની પાસે ભમતા ભૂત જેવા ભરવાડને સંસ્કારી બનાવીને પહેરાવેલી મોજડી ઉપડાવી હતી.

જમી રહ્યા પછી એમણે કલાવતીને આનંદથી બોલાવી કહ્યું:

'આખરે તું જીતી! તારા કહ્યા મુજબ તેં કરી બતાવ્યું છે.'

'એનો બધો જશ મને એકલીને નથી. પ્રભુની પૂરી મદદ ન હોત તો મારાથી કૈં જ ન થઇ શકત.' કલાવતીએ કહ્યું.

'એ તો જેના જેવા સંસ્કાર!'

*

# ભાઇ બ્હેન

*

એક હતી ડોશી. તેને એક દિકરી અને એક દિકરો. દિકરી મોટી ને દિકરો નાનો. બેઉ ઉપર એને ભારે હેત. જાણે જમણી ને ડાબી આંખ.

ડોશી ઘણી ગરીબ. દળણું દરે ને પુરૂં કરે.

એક દહાડો એની દિકરી કહેઃ 'બા હું થોડાં પોયણું લઇ આવું ?'

'કેમ બેટા !' ડોશીએ પૂછ્યું.

'મારે વેણી કરવી છે.'

'તળાવની પાળે બેસીને ચુંટજે. પાણીમાં ના ઉતરીશ. બેટા !'

'બહુ સારૂ બા' કહીને દુલારી ગઇ. ડોશીની દિકરીનું નામ દુલારી અને દિકરાનું નામ દિલારામ હતું.

તળાવની પાળે બેસી પોયણાં ચૂંટતાં દુલારીએ બહુએ ધ્યાન રાખ્યું પણ એકાએક એનો પગ સરકયો અને એ સડસડાટ પાણીમાં ઉતરી ગઇ. શાથી એમ થાય છે એની એને ખબર પણ ન પડી.

ડોશીએ તો બિચારીએ ઘણીએ રાહ જોઈ અને તપાસ કરાવી પણ દુલારીનો પત્તોજ ન મળે. એના દુઃખનો પાર રહ્યો નહિ.

એતો બિચારી ઘણું ઘણું રડી. નાનો દિલારામ પણ રડ્યો. એણે તો નાનપણની સાથીદાર ગુમાવી હતી એટલે હિજરાયા કરે ને !

જતે દહાડે દિલારામ મોટો થયો. કેમે કરી દુલારી વિસારે પડતી ન હતી એટલે એણે માની પાસે દુલારીને શોધવા જવાની રજા માગી.

એકનો એક દિકરો નજર આગળથી જાય એ ડોશીમાને કેમ ગમે ?

દિલારામે તો હઠ લીધી કે ગમે તેમ કરીને દુલારીને હું શોધી લાવીશ. એના આગ્રહ આગળ ડોશીમાનું કાંઇ ચાલ્યું નહિ અને એમણે દુલારીને શોધવા જવાની રજા આપી.

રસ્તે જતાં દિલારામે ત્રણ છોકરાઓને આપસ આપસમાં લઢતા જોયા. એ તેમની પાસે ગયો અને પૂછ્યું:

'કેમ લઢો છો ?'

'અમે ત્રણ ભાઈઓ છીએ.' એકે જવાબ દીધો. 'અમારા બાપ મરી ગયા છે એટલે એમનો વારસો વહેંચવા અમે લઢીએ છીએ.'

'પણ એમાં લઢવા જવું શું છે ?'

'કોણે શું લેવું એનું સ્તો.'

'પણ વારસો શો છે તે તો કહો.'

'એક તો પવનપાવડી, બીજી અજબ ચાવી અને ત્રીજી ગજબ ટોપી.'

'અજબ ચાવી—'

'એનાથી ગમે તેવું તાળું ઉઘડી શકે અને ગજબ ટોપી પહેરનારને કોઈ દેખી ન શકે.'

'એ ત્રણ વહેંચવાને બદલે હું કહું તેમ કરો. એ બધાં એક જ જણને મળે એમ કરો. હું આ પથરો ફેંકું છું એ લઈને જે સૌથી પહેલો પાછો ફરે તેને એ ત્રણે ચીજ મળે.'

'એ વાત બરાબર છે.' ત્રણેએ કબુલ કર્યું.

દિલારામે પથરો લઈને ખુબ જોરથી જેટલો દૂર ફેંકાય તેટલો ફેંક્યો. ત્રણે જણ એ લેવા દોડયા.

'ઉડ રે પાવડી દુલારી જ્યાં હોય તે દેશમાં' કહીને દિલારામે પવનપાવડી પહેરી લીધી અને અજબચાવી ને ગજબટોપી ખીસ્સામાં મુકી દીધાં.

પેલા ત્રણે ભાઇ પાછા ફરે ત્યાં તો દલારામ ક્યાંનો ક્યાંય નીકળી ગયો.

પવનપાવડીએ દિલારામને એક ગુફાના મોં આગળ ઉતાર્યો.

પાસે દરિયો ઘુઘવતો હતો. દિલારામ જરા દરિયા કિનારે ફર્યો.

એની નજર એક માછલી પર પડી. એ બિચારી કિનારે પડી પડી તરફડતી હતી. એણે એને ઉપાડીને દરિયામાં નાખી. એ ખુશ થતી ઉંચી થઇને બોલીઃ

'દિલારામ ! કામ પડે તો મને બોલાવજો. 'માછલીઓની રાણી !' કહીને બુમ મારશો એટલે હું આવી પહોંચીશ અને મદદ કરીશ.'

દિલારામની અજાયબીનો પાર ન રહ્યો.

આગળ જતાં એની નજરે એક ગરૂડ પક્ષી પડ્યું. એ બિચારૂં જાળમાં ફસી પડ્યું હતું. દિલારામે એને છૂટું કર્યું એટલે એ ઉડતાં ઉડતાં બોલ્યુંઃ

'દિલારામ ! કામ પડે તો મને બોલાવજો. 'પક્ષીઓના રાજા' કહીને બૂમ મારશો તો હું આવી પહોંચીશ અને મદદ કરીશ.'

દિલારામે એની વાત પણ અજાયબીથી સાંભળી.

માછલીઓની મહારાણી અને પક્ષીઓનો રાજા બેઉ એનાં મદદગાર બન્યાં હતાં.

હવે એણે દુલારી ક્યાં સંતાઇ હશે તેની તપાસ કરવા માંડી એની નજરે પેલી ગુફા પડી એટલે તરત જ એણે ગજબ ટોપી પહેરી લીધી કે જેથી કોઇ એને જોઇ શકે નહિ.

'લઇજા પાવડી ! દુલારી કને' કહીને એને પવનપાવડી પહેરી.

આંખ મીચીને ઉઘાડીએ એટલી વારમાં એ દુલારી પાસે જઇ પહોંચ્યો.

દુલારી બિચારી રડતી હતી એની આંખમાં આંસુ તો માય નહિ !

દિલારામે તરતજ ગજબ ટોપી કાઢી નાખી એટલે દુલારીએ એને ઓળખ્યો.

'તું અહીંયાં ક્યાંથી ?' એમ કહીને દિલારામને એ વળગી પડી.

'તારી શોધમાં.' દિલારામે જવાબ આપ્યો.

'આ દોજખમાંથી જલદી જતો રહે !' દુલારીએ એને સમજાવવા માંડયો અને પોતાની વિતક વાત કહી.

એ જેવી પોયણું તોડવા નમી તેવો જ એક વિકરાળ જળરાક્ષસે એને પગ ઝાલીને ખેંચ્યો અને એ જળમાં સરી. પેલો જળ રાક્ષસ એને અહીં લઇ આવ્યો અને દર-રોજ એને પોતાની સાથે પરણવાનું કહીને ત્રાસ આપતો હતો અને કહેતો હતો કે ગમે તેટલું કરશે પણ એને

જવા દેશે નહિ અને વહેલા મોડા એને પરણ્યા વિના છૂટકો નહિ થાય, કારણ કે એ પોતે અમર છે.

એ સાંભળીને દિલારામના મિજાજનો પાર ન રહ્યો. એણે એ જળરાક્ષસનું કાસળ કાઢવાનો ઠરાવ કર્યો.

'એ આવે ત્યારે સમજાવીને પૂછી લેજે કે એ અમર શી રીતે છે?' દિલારામે દુલારીને સમજાવી.

એવામાં બહાર ખડખડાટ થયો. દિલારામે ગજબ-ટોપી પહેરી લીધી.

કાળો પહાડ જેવો કદર બિહામણો જળરાક્ષસ આવ્યો અને દુલારીને સતાવવા લાગ્યો.

દુલારીએ એને કહ્યું: 'હું તને પરણું તો ખરી પણ એક વાત કહે તો. તું કહે છે કે હું અમર છું તે અમર શી રીતે?'

'ઓહો! એજ ને!' જળરાક્ષસે કહ્યું. 'એમાં કાંઈ નવાઇ નથી. જો, ભરદરિયામાં એક લોખંડની પેટી છે, એ પેટીમાં એક કબુતર છે અને એની પાસે એક ઇંડું છે. એ ઇંડું લાવીને કોઈ મારા માથામાં મારે તો મારૂં મરણ થાય. હવે આટલું બધું કોણ કરે એમ છે? એ થાય એવું છે જ નહિ અને એ થાય નહિ એટલે તો હું અમર છું જ કે નહિ?'

'ખરી વાત છે! એ થાય એવું નથી તેથી તું અમર ખરો.'

'ત્યારે હવે તું મને કયારે પરણે છે?'

'એટલી બધી ઉતાવળ ! ત્રણેક દિવસ થોભ; પછી તને પરણીશ.'

'ભલે. આટલું થોભ્યા ત્યારે ત્રણ દિવસ વધારે.'

અને જ્યારે જળરાક્ષસ બહાર ગયો ત્યારે દિલારામે ગજબ ટોપી કાઢીને દુલારીને કહ્યું:

'હવે તારે ગભરાવાની જરૂર નથી. ત્રણ દિવસમાં તો એ અમર રહેશે કે નહિ એનાં પારખાં લેવાઇ જશે. હું હમણાં જ એ પેટી શોધી કાઢીને ઇંડું લઈ આવું છું.'

'બહુ સારૂ. પ્રભુ તને યશ આપો.' કહીને દુલારીએ એને રજા આપી.

'મને દરિયા કિનારે લઇ જા' કહીને એણે પવનપાવડી પહેરી લીધી.

તરત જ એ દરિયા કિનારે ઉતર્યો.

'માછલીઓની રાણી ! માછલીઓની રાણી ! તમારૂં કામ પડયું છે.' દરિયા કિનારે ઉભા રહીને દિલારામ બોલ્યો.

તરત જ જવાબ આવ્યો: 'આવું છું.'

અને માછલીઓની રાણીએ પાણીમાંથી ડોકું બહાર કાઢીને પૂછયુ: 'બોલો ભાઇ ! શું કામ છે ?'

'દરિયામાં ઉંડે ઉંડે એક લોખંડની પેટી છે તે મારે જોઇએ છીએ.'

'હમણાં મંગાવી દઉં.' કહીને માછલીઓની રાણીએ બધી માછલીઓને બોલાવાનો પોતાના અનુચરોને હુકમ કર્યો.

થોડી વારે આખો કિનારો જાતજાતની માછલીઓથી ભરાઈ ગયો. જાણે માછલીઓનું પ્રદર્શન ભર્યું ન હોય!

પછી તપાસ ચાલી. જરાવારમાં ખબર પડી કે એ પેટી ક્યાં છે. જેણે એ જોઇ હતી તેણે બતાવવાનું માથે લીધું એટલે બે શાકે જાતની માછલીઓને એની સાથે જઇને લોખંડની પેટી લઈ આવવાનો રાણીએ હુકમ કર્યો.

જરાવારમાં લોખંડની પેટી હાજર કરવામાં આવી. અજબ ચાવી વડે દિલારામે એને ઉઘાડી. આજુબાજુ માછલીઓને પહેરો ભરવા કહ્યું હતું છતાં પેટી ઉઘડી તેવું જ ફરરરરર કરીને કબુતર ઉડી ગયું.

અને ઉડતાં ઉડતાં પોતાની ચાંચમાં પેલું ઇંડુ લેતું ગયું.

દિલારામે માછલીઓને રજા આપી.

'પક્ષીઓના રાજા! પક્ષીઓના રાજા! તમારૂં કામ પડ્યું છે.' કહીને દિલારામે બુમ મારી.

તરત જ પાંખોનો ફડફડાટ સંભળાયો અને ગરૂડરાજ ઉતરી આવ્યા.

'બોલો દિલારામ! શું કામ પડયું?' એમણે પૂછયું.

'એક સફેદ કબુતર એની ચાંચમાં ઈંડુ લઇને ઉડી ગયું છે. મારે એ ઇંડુ જોઇએ છીએ.' દિલારામે કહ્યું.

'હમણાં મંગાવી દઉં' કહીને ગરૂડરાજે પક્ષીઓને બોલાવ્યાં.

આખો દરિયા કિનારે જોતજોતાંમાં જાતજાતનાં પંખીઓથી ભરાઇ ગયો અને એમાં પેલું સફેદ કબુતર પણ આવી ગયું.

ગરૂડરાજે એની પાસેથી ઇંડું લઇને દિલારામને આપ્યું. દિલારામે ગરૂડરાજનો આભાર માન્યો.

'ઉડરે પાવડી ! દુલારી પાસ' કહીને એણે પવન પાવડી પહેરી.

દુલારી પાસે જઇને એણે પેલું ઇંડું આપ્યું અને જળ રાક્ષસ જ્યારે આવે ત્યારે એના કપાળમાં મારવાનું કહ્યું.

થોડીવારે જળ-રાક્ષસ આવ્યો એના આવતા પહેલાં ગજબ ટોપી પહેરીને દિલારામ એક બાજુ ઉભો થઇ રહ્યો.

જળ-રાક્ષસે આવીને દુલારીને પૂછ્યું:

'હજી કેટલી રાહ જોવી છે ?'

'એ....આટલી' કહીને દુલારીએ પેલું ઇંડું એના કપાળમાં માર્યું.

એ વાગતાં વેંતજ જળ-રાક્ષસ ધબ્બાક દઇને પડ્યો અને તરફડીને મરણ પામ્યો.

દિલારામ ટોપી કાઢીને દુલારી પાસે આવ્યો અને એને ઉંચકી લીધી.

'ઉડરે, પાવડી ! આપણે ઘેર' કહીને એણે પવનપાવડી પહેરી લીધી.

જતાં જતાં એણે જળરાક્ષસનાં જવાહીરો લઈ લીધાં.

ભાઇ ને બ્હેન ડોશીમા પાસે આવીને એમને પગે લાગ્યાં.

ડોશીમાની ઝુંપડીને ઠેકાણે એમણે મોટો મહેલ બંધાવ્યો અને લહેરથી ત્રણે જણાં રહેવા લાગ્યાં.

ડોશીમાને હવે દળણું દળવાં પડતાં નથી ને ત્રણે જણા કલ્લોલ કરે છે.

# મરઘા ભાઇ

*

એક હતા શેઠ. નગરશેઠ.

શેઠને ચાર દિકરા. ચારે ચાલાક.

શેઠ માંદા પડયા. એમણે દિકરાઓને પાસે બોલાવ્યા અને દરેકને અક્કેકી ડબી આપી.

'જે છે તે એમાં છે' શેઠે કહ્યું. 'દરેકને મેં રીતસર વહેંચી આપ્યું છે.'

'તમે જે કર્યું હશે તે બરાબર કર્યું હશે.' દિકરાઓએ જવાબ આપ્યો.

'મારો માસીયો ગયા પછી ડબીઓ ઉઘાડજો. તે પહેલાં કોઇ ઉઘાડશો નહિ.'

છોકરાઓએ તે પ્રમાણે વર્તવાની હા પાડી.

એક બે દિવસમાં શેઠની આંખ મીંચાઈ ગઈ.

દિકરાઓએ બાપની પાછળ સારી રીતે ધર્મદાન કર્યું.

મહિનો પુરો થયો એટલે ચારે જણે ડબીઓ ઉઘાડી જોઈ. અંદરની ચીજો જોતાં સૌની નવાઈનો પાર ન રહ્યો!

'મારી ડબીમાં કાગળનો કકડો છે.' એકે કહ્યું.

'મારીમાં ચપટી ધૂળ ભરી છે!' બીજો બોલ્યો.

'અને મારી ડબીમાં ચામડાનો ટુકડો છે!'

'મારી ડબીમાં એક પૈસો છે!'

આવા ડાહ્યા શેઠ, એમણે આ તે કઈ જાતની વહેંચણી કરી. સૌને મન એમ હતું કે શેઠે મોંઘી કિંમતના હીરા લઈને ડબીઓમાં સરખે ભાગે ભર્યા હશે અને દરેકને અક્કેકી ડબી આપી હશે પણ એને બદલે આ બધું જોઈને એમને નવાઈ લાગી.

ગામના ડાહ્યા માણસોને વાત કરી પણ કોઈની અક્કલ એમાં ચાલી નહિ.

હવે શું કરવું એ વિચારમાં ચારે ભાઈ પડી ગયા.

'એનો ઉકેલ મરઘોભાઈ કાઢી આપશે.' એક જણે કહ્યું.

'કયા મરઘાભાઈ?'

'પેલા પેંપળાવવાળા મરઘોભાઈ.'

ચારે ભાઈ પીંપળાવ જવા નીકળ્યા.

પીંપળાવ પાસે આવ્યું ત્યાં એક બાઇ તરસ્યો થયો. રસ્તાની બાજુના ખેતરમાં કુવો હતો અને ચાર કોસ ફરતા હતા.

ચારે ભાઇ કુવા આગળ ગયા. પાણીબાણી પીધું અને થાક ખાવા બેઠા.

'ભીયા! ચ્યાં જવું સે?' કોસીયે પૂછયું.

'પીંપળાવ જવું છે.'

'કોને ત્યાં?'

'મરઘાભાઇને ત્યાં.'

'શ્યુ કોંમ છે?'

'એમની જરા સલાહ લેવી છે. કહે છે કે એ બહુ ડાહ્યા માણસ છે.'

'અરે હાંના ડાયા! મરઘોભાઇ તો હાવ બે'રા છે બે'રા.'

'જેવા હોય તેવા ખરા પણ અમારે તો એમની પાસે જવું છે.'

'ભલે જાવ.'

ચારે ભાઇ થાક ખાઇને આગળ ચાલ્યા. ગામમાં પેઠા એવામાં એક જુવાન બાઇ ભાત લઇને જતી હતી તે સામી મળી.

'મરઘાભાઈ કઈ બાજુ રહે છે?' એમણે પૂછયું.

'જમણા હાથ ભણી જાવ એટલે આગળ એમનું ડેલું આવશે. તમારે એમનું શું કામ છે?' ભાતવાળીએ પૂછયું.

'એમની જરા સલાહ લેવી છે.'

'એતે શી સલાહ આપવાના હતા! એતો સાવ આંધળા છે!'

એમ કહીને એ ચાલી ગઇ.

ચારે ભાઇની નવાઇનો પાર ન રહ્યો. કોસીયો કહે મરઘાભાઇ બહેરા છે ને ભતવારી કહે છે આંધળા છે! એ પણ ઠીક!

આગળ જતાં એક બાઈ વાસણ માંજતી હતી તેને એમણે પૂછ્યું: 'મરઘાભાઇની ડેલી કઇ?'

'શું કામ છે?'

'અમારે એમની સલાહ પૂછવી છે.'

'મરઘોભઇ તો મરી ગયા.'

એમ કહીને એ ઘરમાં ચાલી ગઈ.

સામે દેખાતી ડેલીમાં ચારે ભાઇ ગયા.

'આવો, આવો, કોનું કામ છે?' ડેલીમાંથી મરઘાભાઇએ એમને આવકાર આપ્યો.

'મરઘાભાઈનુ'

'કયાંથી આવ્યા? મારૂં નામ જ મરઘાભાઇ.'

ચારે જણે એક બીજાની સામે જોયું.

મરઘાભાઇ બહેરા ય નથી, આંધળા ય નથી ને મરી પણ નથી ગયા! એ બધાં કહેનાર કેવાં?

ચારે ભાઇએ પોતાના પિતાની વહેંચણીની વાત કરી અને શેઠે એમ શાથી કર્યું એની સમજણ મરઘાભાઇ આપી શકશે એમ ખબર મલવાથી અમે અહીં આવ્યા છીએ એમ કહ્યું.

'મારી પાસે આવ્યા એ સારૂં કર્યું.' મરઘાભાઇ બોલ્યા. 'શેઠ ઘણા ચતુર માણસ હતા. એમણે કરેલી વહેંચણી બરાબર હોવી જોઇએ. શેઠ પાસે જમીન કેટલી ?'

'બસો વીઘાં.'

'ઢોરઢાંકર ?'

'આઠ બળદ, બે ભેંસ, ચાર ગાય, બે પાડી અને ચાર ઘોડી.'

'નામુંઠામું ને લેવડદેવડ ?'

'તે પણ પુષ્કળ. બસેં ઘરાકની સાથે ધીરધાર અને દેશ દેશાવરનો વેપાર હતો એટલે નામુંઠામું પણ એટલું હોય !'

'તો પછી શેઠે વહેંચણી કરવામાં ભારે ચાલાકી કરી છે. તમારામાંથી જેની ડબીમાં ધૂળ નીકળી તેને એમણે જમીન આપી છે. એનામાં જમીન સંભાળવાની અને ખેડખાતર વિગેરેની પુરતી આવડત છે એવું શેઠનું માનવું હતું.'

'એ વાત બરાબર છે.' જેની ડબીમાં ધૂળ નીકળી હતી તેણે કહ્યું.

'અને જેનામાં ચામડાનો કડકો નીકળ્યો તેણે ઢોર-ઢાંકર સંભાળવાં. કાગળવાળાએ નામુંઠામું અને પૈસાવાળાએ ધીરધાર ને વણજવેપાર સંભાળી લેવાં એવી શેઠની મરજી હતી.

મરઘાભાઈનો એ જવાબ સાંભળી ચારે ભાઈને પૂરતો સંતોષ થયો અને એમણે મરઘાભાઈનો આભાર માન્યો.

'હજી યે કૈં પૂછવું ગાછવું હોય તો સુખેથી પધારજો. સંકોચ રાખશો નહિ.' મરઘાભાઈએ કહ્યું.

ચારે ભાઈએ એક બીજા સામે જોયું. પેલી બહેરા, આંધળા અને મરી ગયા એ ત્રણ વાતનો ખુલાસો પૂછવો કે નહિ એની સૌને મન ગડભાંગ થતી હતી.

'કેમ કૈં પૂછવાનું રહી જાય છે?' મરઘાભાઈએ ફરી પૂછ્યું.

'એક વાતનો ખુલાસો પૂછવાનો છે.' એમ કહીને એમણે કોસીયાએ, ભતવારીએ અને વાસણ માંજતી બાઈએ જે જે જવાબ આપ્યા હતા તે મરઘાભાઈને કહ્યા.

એ સાંભળીને મરઘાભાઈ બોલ્યા:

'એમના જવાબ ખોટા નથી. તમે પાણી પીધું એ મારો કુવો છે અને કોસીયા પણ મારા છે. એ રોજેરોજ કૈં ને કૈં લેવા આવે છે ને રંજાડે છે એમની ફરીઆદો હું સાંભળતો નથી એટલે એમને મન તો હું બહેરો છું.

'ભાત લઈને મારી દિકરી ગઈ. એ હવે ઉમરલાયક

થઈ પણ એની સગાઇ કરી નથી અને એની બહેનપણીઓ પરણી ગઇ એટલે એ મને આંધળો કહે તો ખોટું નથી.

'અને વાસણ અજવાળનાર બાઈએ જવાબ દીધો કે હું મરી ગયો છું. એ પણ વ્યાજબી છે કારણ કે એ મારી જૂની સ્ત્રી છે એટલે એને મનથી હું મરી ગયો છું.'

મરઘાભાઇના જવાબથી સંતોષ પામી ચારે ભાઇ ઘર] તરફ પાછા ફર્યાં.

# ત્રણ પૈસા

*

ભગા પટેલ ભારે કૂળવાન. એમને એક દિકરો હતો, એનું મારી અમથો. અમથાભાઇમાં અક્કલનો છાંટો ય નહિ પણ ભગાભાઇનું કૂળ ભારે એટલે એ ઘોડીયામાંથી ઝડપાઇ ગયેલો. પાંચ વરસનો થયો ત્યાં તો પટેલે એને પરણાવી દીધો. પટેલનો દિકરો પંદર વરસનો થાય તો કૂળને બટ્ટો લાગે !

ભોગ જોગે ભગા પટેલ મરી ગયા અને એની પાછળ અનેક માગનારાઓએ એની જમીન ને ઘરબાર કબજે કર્યાં.

સોળ વરસના અમથાને લઇને એની મા દોહ્યલા દહાડા ગુજારવા લાગી.

એવામાં ગામમાં કોગળીયું આવ્યું અને અમથાની મા એમાં ઝડપાઇ ગઇ.

હવે રહ્યા એકલા અમથાભાઇ ! એમને ઉપર આભ ને નીચે ધરતી. બાપદાદાના વારસામાં મળ્યું માત્ર કૂળ, એને ધોઇ પીવાતું હોય તો ધોઇ પીયે !

અમથાભાઇ કમાવા ચાલ્યા. એમની શીલક જોઇએ તો ત્રણ પૈસા.

ત્રણ પૈસા ઓછા લાગે છે ? ગામડા ગામમાં ત્રણ પૈસા તો ત્રણ રૂપીયા જેવડા છે.

આમતેમ અથડાતા અથડાતા અમથાભાઇ અમરાપર આવ્યા. અથડામણમાં ભાતું ખૂટયું હતું અને હવે ખીચડીની જોગવાઇ કરવાની હતી.

અને ગમે તેમ પણ અમથાભાઇ પટેલ હતા. પાટીદારને કૈં પારકું ખપે ? એ તે કૈં હાથ લંબાવે ?

અમથાભાઇએ પાટીદારનું ઘર શોધવા માંડયું. ઠાકોરનું ગામ અને વસ્તી બધી બારીયાની હતી. વાણીયા બ્રાહ્મણનાં બબ્બે ઘર હતાં ને પાટીદારનું એક જ ઘર હતું.

અમરાપરનો અભો પટેલ પાંચ પૈસે સુખી હતો એણે પોતાની દિકરી સારે ઠેકાણે આપી હતી. ચરોતરનો કૂળવાન જમાઇ એણે વહોર્યો હતો; પણ નજીવી તકરારને અંગે બેઉ વચ્ચે ઉંચાં મન થયાં હતાં.

અભા પટેલના કૂળવાન જમાઇ બીજા કોઇ નહિ પણ

અમથાભાઈ હતા. પોતાનું સાસરૂ કયે ગામ છે એનું યે અમથાભાઇને ભાન ન હતું !

પૂછતાં પૂછતાં અમથાભાઇને પાટીદારનું ઘર જડયું. બહાર એમનો સાળો બેઠો હતો પણ અમથાભાઇની બલા જાણે કે એ એમનો સાળો થાય ! અમથાભાઇ એને પૂછેઃ

'ભીયા ! પાટીદારનું ઘર આ ને ?'

'ઓવે' પેલાએ જવાબ દીધો. 'આવો બેસો' એમ કહીને એણે ખાટલો પાથરીને ગોદડું નાખ્યું અને ઘરમાં જઇને પાણીનો લોટો ભરી લાવ્યો.

મોઢું ધોઇ, પાણી પીને અમથાભાઇ બોલ્યાઃ

'મારે બે રોટલા કરાવવા છે તે તમારૂ ઘર પૂછતો આવ્યો. મારી પાસે ત્રણ પૈસા છે તે તમને આપીશ. મારે મફતનું કૈં ખાવું નથી માટે જરા રોટલા ઘડાવી આપો.'

એમનો સાળો નવાઇ પામ્યો પણ એણે તો જઇને પોતાની માને વાત કરી.

સાસુએ જમાઇને ઓળખ્યો.

'રોટલા કરાવીએ છીએ.' સાસુએ જવાબ આપ્યો. 'તમે તમારે નીરાંતે બેસો. પહેલાં પાણી મુકાવીએ છીએ.* હજી તો તમે નાહ્યા યે નહિ હોય.'

'પાણી શું કરવા મુકો છો ! હું મારે તળાવમાં જઇને નાહી આવીશ.'

'અમારે ત્યાં આવ્યા પછી તમને તળાવ જવા દઇએ તો ખોટું દેખાય.'

---

* ગરમ કરીએ છીએ.

'તે ભાઈ! તમે જાણો. બાકી મારી પાસે ત્રણ પૈસા કરતાં વધારે આપવાનું નથી.'

'પણ કોણ માગે છે!'

ઉનાં પાણી થયાં ને અમથાભાઈ નાહ્યા એટલે એમને જમવા બેસાડયા.

પાટલા મુકાયા, થાળીઓ ગોઠવાઈ અને બેએક શાક, અથાણું ને પાપડ આવ્યા ત્યાં તો અમથાભાઈ સળવળ્યા.

અને પછી દાળનો વાટકો આવ્યો ને સાસુ ચુરમાનું તાંસળું લઈને આવ્યાં.

'અરે બાપરે! તમારા ગામમાં ભારે સોંઘવારી દેખાય છે! અમારે તાં તો કોઈ ત્રણ પૈસામાં બાજરાના બે રોટલા ય ઘડી ન આપે ને તમે ચુરમું ને ઘી પીરસો છો!'

'અમારે તાં બહુ પાકે છે' સાસુએ જવાબ દીધો અને ચુરમું ને ઘી પુષ્કળ પીરસ્યાં, જોઈએ તેટલી ખાંડ આપી.

અમથાભાઈ તો ખાતા જાય ને વાત કરતા જાય કે અહીં સોંઘવારી ભારે! ત્રણ પૈસામાં આવું સારૂં જમવાનું તો એમણે આજેજ જોયું!

જમ્યા પછી સોપારી ને એલાયચી આપ્યાં ત્યાં તેઓ, ખુશ ખુશ થઈ ગયા!

ત્રણ પૈસામાં આવી સારી પરોણાગત થતી હશે એવો એમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

પછી એમણે ત્રણ પૈસા આપવા માંડ્યા.

'હમણાં તો રાખો પછી લઇશું બપોરનો વખત છે, તાપ છે, માટે જરા આડે પડખે થાવ ને સાંજના જજો.'

'એમ કરીએ તારે!' કહીને અમથાભાઇ બપોરી ગાળવા રોકાઇ ગયા.

એક ઓરડામાં એમને ઢોલીયો ઢાળી આપ્યો. એએક ગાદલાં નાખીને સફેદ દૂધ જેવી ચાદર પાથરી આપી.

'આ પણ ત્રણ પૈસામાં?' એમ કહેતા કહેતા અમથાભાઈ આડે પડખે થયા 'આ ગામમાં તો ભારે સુખ! ત્રણ પૈસામાં કેટલું કેટલું મળે!'

અને એમની આંખ મળે ન મળે ત્યાં તો એ ઓરડામાં કોઇ આવ્યું. અમથાભાઇની આંખ એને જોઇને ઠરી રહી.

એ અમથાભાઇની વહુ અમરત હતી. અમરતે એના ધણીની મુર્ખાઇ જોઇ હતી અને એ બિચારી બળી ઉઠી હતી.

લાગ જોઇને એ અમથાભાઇની અક્કલ ઠેકાણે લાવવા આવી હતી.

'આ પણ........'

'તમે જ ત્રણ પૈસા જોયા છે કે બીજા કોઇએ જોયા હશે?' અમરત તડુકી. 'આવ્યા ત્યારના ત્રણ પૈસા ત્રણ પૈસા કરી રહ્યા છો પણ ભાન છે કે ક્યાં આવ્યા છો?

પરણ્યા પછી ખબર રાખી છે કે નથી રાખી ? ત્રણ પૈસામાં આટલું બધું કોણ તમારો કાકો આપતો હતો ?'

'હું !'

'જરા ભાન તો રાખો. આ તમારા સસરાનું ઘર છે! આપણે પરણ્યાં તે ભૂલી ગયા ?'

અમથાભાઇએ માથું ખંજવાળવા માંડયું.

'જરા ભેજું ઠેકાણે રાખો. બા બાપા કયાં ગયા તે તમે આમ એકલા નીકળી પડયા ?'

અમથાએ દુઃખની વાત કરી અને અમરતે એને અક્કલ આપી.

હજી યે અમથાભાઇને ખીજવવા સારૂ કોઇ કોઇવાર અમરત કહે છે કે: 'ત્રણ પૈસા, ત્રણ પૈસા. ત્રણ પૈસામાં આટલું બધું ! ભારે સોંઘવારી !'

*

# નર્મદા

*

'તમારે કેવાં બોર ખાવાં છે? ટાઢાં કે ઉનાં? ઠંડા કે ગરમાગરમ?'

મોટાં મોટાં કાશી બોર પાકયાં હતાં. એક છોકરી બોરડી પર ચઢી હતી અને બોર વીણતી હતી તેણે પૂછયું.

બોરડી નીચે એક રાજકુમાર ઉભો હતો. પૂછનારને ખબર ન હતી કે એ રાજકુમાર છે. એ શિકાર કરવા નીકળ્યો હતો અને એનો ઘોડો ઘવાયાથી પગપાળો પાછો ફરતો હતો.

બોર જોઇ એના મોઢામાં પાણી આવ્યું એટલામાં પેલી છોકરીએ એને પૂછયું.

'બોર તે વળી ગરમાગરમ હોતાં હશે!' રાજકુમારને વિચાર થયો.

'થોડાં ઠંડા આપો ને થોડાં ગરમાગરમ આપો.' રાજકુમારે પારખું જોવા જવાબ આપ્યો.

'એ આ ઠંડાં.' એમ કહીને રાજકુમારના ખોળામાં પડે એવી રીતે મોટાં જોઇને બે પાકાં પાકાં બોર નાખ્યાં.

'અને આ ગરમાગરમ.' એમ કહીને બે મઝાનાં બોર ભોંયે ફેંકયાં. રાજકુમારે તે ઉપાડીને ફુંક મારીને સાફ કર્યાં.

'ઠંડું હોય તે હાથે ઝાલી લેવાય ને ગરમ હોય એટલે ફુંકી ફુંકીને ઠંડું કરવું પડે. ફુંકી ફુંકીને ખાધાં તે ગરમ બોર.'

રાજકુમાર બોલનારની ચતુરાઇ પર ખુશ થઈ ગયો.

એવામાં લાકડીને ટેકે એક ડોશી આવી. એણે રાજકુમારને એની કાંતિ પરથી ઓળખ્યો અને બોલી: 'મારી નણુ બહુ ચાલાક છે. એની કુખે બે રતન છે.'

'કેવાં રતન?' રાજકુમારે પૂછયું.

'એને બે દિકરા—જોડીયા દિકરા—આવશે. બેઉ દિકરાને કપાળે ઝમક્કેકો તારો આવશે.'

રાજકુમારને એ સાંભળીને નવાઇ લાગી. એનો વિચાર એ વાતનું પારખું લેવાનો થયો.

'ત્યારે તમારી દિકરી મને નહિ પરણાવો?' રાજકુમારે પૂછયું.

'તમે કોણ છો તે તો હું જાણું.' ડોશી બોલી.

'રામગઢનો રાજકુમાર રણમલ.'

'તમારે ત્યાં મારી દિકરી સુખી થશે એની ના નહિ.' એમ કહીને ડોશીએ પોતાની દિકરી રાજકુમારને પરણાવી.

નર્મદાને લઇને રણમલ રામગઢ પહોંચ્યો.

ગરીબ ઘરની કન્યા રાજકુમાર લઇ આવ્યો એ મહારાણી–રણમલની સાવકી માતાને–ન ગમ્યું. એનો વિચાર. રણમલને પોતાના ભાઇની દિકરી સાથ પરણાવવાનો હતો.

થોડા વખતમાં મહારાજા મરણ પામ્યા અને રણમલ ગાદીએ આવ્યો.

નર્મદાનાં માન વધ્યાં.

એવામાં નર્મદાને સીમંત આવ્યુ.

થોડા વખત પછી રણમલને સરહદ પર લઢવા જવાનું થયું. પાસેનો રાજા મુલક પચાવી પડતો હતો એટલે એની સાથેનો વાંધો પતાવ્યા સિવાય છૂટકો ન હતો.

રણમલ ગયા પછી નર્મદાએ રતન જેવાં બે બાળકને જન્મ આપ્યો. બેઉને કપાળે હીરા જેવા ઝગઝગિત બે તારા હતા.

રાજમાતાએ અદેખાઇની આગમાં બેઉ બાળકને લઇ લીધાં અને પોતે જાતે ખાડો ખોદીને એમને પુરી દીધાં.

રણમલ આવ્યો ત્યારે એને એમણે ભરમાવ્યો કે

'નર્મદાએ બે છોકરીઓને જન્મ આપ્યો હતો અને બેઉ છોકરીઓ મરી ગઇ છે.'

એ સાંભળી રણુમલને લાગ્યું કે ડોશીએ ખોટું બોલીને એને ફસાવ્યો હતો એટલે એણે નર્મદાને એની ડોશી પાસે એના ઝુંપડામાં મોકલી આપી.

રાજમાતાની ભત્રીજી સાથે થોડા વખતમાં રણુમલ પરણ્યો.

હવે પેલાં બે બાળક દાટ્યાં હતાં તે જગ્યાએ બે આંબાનાં ઝાડ ઉગ્યાં.

બેઉ ઝાડ રાતે ના વધે એટલાં દિવસે વધે ને દિવસે ના વધે એટલાં રાતે વધે. વધતાં જ જાય.

એમને જુએ ને રાણીના પેટમાં તેલ રેડાય. રાણી કહેઃ 'આ બેઉ ઝાડ ખોદાવી કાઢો.'

રાજા કહેઃ 'છો રહ્યાં.'

પણ રાણીની રોજની જીદ ના મટી.

છેવટે રાજા રણુમલને નમતું આપવું પડયું. એણે બેઉ ઝાડ કપાવી નાખ્યાં અને એના લાકડાના બે સુંદર પલંગ બનાવરાવ્યા. એક પોતાને માટે ને બીજો રાણીને માટે.

પલંગમાં પોઢ્યો કે તરત રાજા રણુમલને ઘસઘસાટ નિંદરા આવી ગઈ. એકી ઉંઘે સવાર થયું.

રાણીની આંખેય ન મીંચાઇ. આખી રાત એને શૂળો ભોકાતી હોય એવું દરદ થયા કર્યું.

એક દિવસ, બે દિવસ ને ત્રણ દિવસ. રોજ એનું એ.

રાણી કંટાળી. એણે એવા જ ઘાટના બે પલંગ કરાવ્યા ને પેલા પલંગ બાળી નખાવ્યા.

ફટ ફટ કરતા બે તણખા એમાંથી ઉડયા અને નદીમાં પડયા. નદીમાં પડતાં જ બે સુંદર માછલાં બની ગયાં.

બીજે દિવસે એક માછીની જાળમાં બેઉ માછલાં પકડાયાં. એવા રૂપાળાં માછલાં માછીએ કોઈ દિવસ જોયાં ન હતાં.

'રાખ ! રાખ ! અમને ના માર !'

માછીને એ સાંભળીને નવાઇ લાગી. એ કોણ બોલ્યું ? નક્કી પેલાં માછલાં જ બોલ્યાં હશે.

અને એ એમના ભણી ફરીને જુએ તો બે રતન જેવાં બાળક. બેઉને કપાળે હીરા જેવા ઝગઝગિત બે તારા.

માછી તો એમને ઘેર લઈ ગયો. બેઉને એણે ઉછેરવા માંડયા.

ચંદ્રમાની કળા જેવા બેઉ કુમાર વધ્યે જાય છે.

મોટા થયા ત્યાં ચૌદે વિદ્યા શિખ્યા છે.

માછીએ એમને મોટી મોટી ટોપીઓ પહેરાવી દીધી છે એનાથી એમના કપાળના તારા ઢંકાઇ ગયા છે.

'હવે અમે જઈએ.' બેઉ ભાઈએ એક દિવસ માછીને કહ્યું 'અમારે રાજાજીને મળવું છે.

માછીએ એમને રજા આપી.

બેઉભાઈ રાજમહેલમાં આવ્યા.

રાજારાણી જમવા બેઠાં છે.

બહાર ગરબડ સાંભળીને રાણી પૂછે છે: 'એ શાનો ઘોંઘાટ છે?'

'બારણે બે બળીઆ આવ્યા છે તે રાજાજીને મળવા મળવા માગે છે.' પહેરેગીરે જવાબ આપ્યો.

'પછી મળશે. હમણાં જમતાં જમતાં કોણ મળવા બેઠું છે!' રાણીએ કહ્યું.

પણ એટલામાં તો બેઉભાઈ રાજાજી પાસે આવીને ઉભા રહે છે. આવીને તરત જ માથા પરથી ટોપી ઉતારી નાખે છે.

ચારે બાજુ ઝળાંઝળાં થઈ રહ્યું. બેઉના કપાળના તારાનો પ્રકાશ અંજાઈ જવાય એટલો પડે છે.

રાજા રણમલને થયું કે નક્કી આ નર્મદાનાં બાળકો હશે.

બેઉ કુમારોએ પોતાની વાત કહી. એ સાંભળતાં જ રાજાજીની ખાત્રી થઈ. એ ઉઠીને બેઉ બાળકોને વહાલથી ભેટયા.

રાણીજીનું મોઢું પડી ગયું.

રાજાજીએ મારતે ઘોડે નર્મદાને તેડવા મોકલ્યું.

રાજમાતાને ગાંડીયા ઘોડા પર બાંધીને ઘોડાને સાત ચાબુક લગાવી છોડી મૂકયો.

રાણીને દેશપારની સજા કરી.

રાજા રણુમલ, નર્મદા અને એના બેઉ કુંવરોએ ખાધુ પીધુ ને મોજ કરી.



# અજુ

*

એક હતો રજપુત. તેને બે દિકરા, વિજયસિંહને અજયસિંહ. બેઉ નામ લાડમાં ટુંકાવેલાં. વજો અને અજુ.

બેઉ ભાઇ વચ્ચે બિલકુલ બનાવ ન હતો. બેઉ ખુબ લઢે અને તોફાન કરે.

એક દહાડો બેઉ જંગલમાં ગયેલા. જંગલમાં પણ બેઉ જણુ લઢી પડયા. વજે અજુને ઝાડના થડીયા સાથે બાંધ્યો અને ચાલ્યો ગયો. એણે જાણ્યું કે ભુખે ને તરસે અજુ મરી જશે એટલે ટાઢે પાણીએ કાસળ જશે.

પણ અજુ ચાલાક હતો.

થોડી વારે અજુએ એક ખુંધા રબારીને ત્યાં થઇને જતાં જોયો એટલે ખુંખારો ખાધો.

રબારી એની પાસે આવ્યો અને પૂછયું: 'આમ તને કોણે બાંધ્યો ?'

'હું મારી જાતે બંધાયો છું.' અજુ બોલ્યો. 'હું તમારા જેવો ખુંધો હતો. કોઇકે બતાવ્યું કે આ ઝાડને થડીએ બંધાવાથી ખુંધ મટી જશે એટલે અહીં આવીને બંધાયો છું. મારી ખુંધ મટી ગઈ છે અને હું ટટાર થઈ ગયો છું. તમારે તમારી ખુંધ મટાડવી છે ?'

'હાસ્તો !'

'તો પછી મને છોડો અને તમે બંધાવ.'

રબારીએ અજુને છોડયો અને પોતે ઝાડે બંધાયો.

અજુ છૂટીને વિચાર કરવા લાગ્યો કે હવે ઘેર જવામાં માલ નથી. આવડી મોટી ધરતી છે. જ્યાં જશું ત્યાં હાથ-પગ હલાવશું કે અક્કલનો ઉપયોગ કરશું તો પેટ પુરતુ મળી રહેશે.

એમ વિચાર કરીને એણે તો ચાલાકીથી નામ કાઢયું. એની ચાલાકી પેલા રબારીને બાંધ્યો એવી જાતની હતી. રબારીની પેઠે કેટલાય એના નામની બુમો પાડતા હતા.

છેવટે એની ફરીયાદ રાજાજીને કાને પહોંચી. રાજાએ એને બોલાવી મંગાવ્યો.

'તારી રંજાડની વાતો મેં સાંભળી છે.' રાજાએ કહ્યું.

'તું જો બકરાક્ષસનો પક્ષીરાજ ઘોડો મને આણી આપીશ તો તને જીવતો જવા દઈશ નહિ ·તો અવળી ઘાણીએ ચલાવીને તેલ કાઢીશ.'

'પક્ષીરાજ ઘોડો આણી આપું પછી તો કૈં નથી ને ?' અજુએ પૂછયું.

'નારે ! પણ ચાર દિવસમાં ઘોડો આવી જવો જોઇએ.'

'એમાં વાંધો નહિ આવે.' એમ કહીને અજુ ઉપડયો.'

છાનોમાનો જઇને એ બકરાક્ષસના તબેલામાં સંતાઇ ગયો.

ધીરે રહીને લગામ ઉપાડી ઘોડા પર નાખવા જાય છે ત્યાં તો પક્ષીરાજ ઘોડાએ લાતાલાત કરી મુકી.

'કેમ લાતો મારે છે ?' રાક્ષસ બરાડયો. 'સીધા ઉભા નથી રહેવાતુ !'

જરાવાર રહી અજુએ ફરીથી પ્રયત્ન કર્યો.

પક્ષીરાજ ઘોડાએ ફરીથી લાતાલાત કરી મૂકી.

બકરાક્ષસની ઉંઘમાં ખલેલ પડયું. બરબડતો ફૂર-ફૂરડતો એ ઉઠયો અને પક્ષીરાજ ઘોડાને ફટકાવી કાઢયો.

ત્રીજી વખત અજુએ પ્રયત્ન કર્યો.

પક્ષીરાજ ઘોડો કૈં જ બોલ્યો નહિ.

અજુ પક્ષીરાજ ઘોડાને લગામ ચઢાવીને એની પીઠ પર ચઢી બેઠો.

જતાં જતાં એ બોલ્યો:

'બકરાક્ષસ ! ઓ બકરાક્ષસ ! તારો પક્ષીરાજ ઘોડો હું—અજયસિંહ—લઇ જાઉં છું.'

બકરાક્ષસ આંખો ચોળીને ઉઠે અને એની પાછળ પડે એટલામાં તો એ પક્ષીરાજ ઘોડાની પીઠ પર ક્યાંનો ક્યાં ઉડી ગયો.

અજુએ રાજા પાસે પક્ષીરાજ ઘોડો હાજર કર્યો.

રાજા વાજાં ને વાંદરાં ત્રણે સરખાં.

પક્ષીરાજ ઘોડો મળ્યો એટલે રાજાની દાનત બગડી. એણે અજુને ફરીથી હુકમ કર્યો:

'ચાર દિવસમાં બકરાક્ષસની ઘુઘરીઆળી ચાદર લઇ આવ નહિતર તને પંચ ઇંટાળી કરાવીને મારી નાખીશ.'

અજુ સમજ્યો કે રાજાની દાનત બગડી પણ એને તો જીવ બચાવવો હતો એટલે હા પાડી.

બકરાક્ષસના મહેલની ટોચે એ સંતાઇ ગયો. ધીરે રહીને એણે આજુબાજુનાં નળીયાં ખસેડયાં અને છેડે આંકડીયો બાંધીને એક દોરી લટકાવી.

ધીરે રહીને એણે આંકડીયો પેલી ચાદરમાં ભરાવ્યો ચાદર બકરાક્ષસે સોડ ઘાલીને ઓઢી હતી.

આંકડીયો ભરાયો એટલે ચાદર ઉંચી થઇ અને એની ઘુઘરીઓ રણકી. બકરાક્ષસે ચાદર દબાવી.

જરાવાર રહીને અજુએ ફરીથી ચાદર ખેંચી. બક-રાક્ષસને વહેમ પડયો તે એણે દોરી પકડીને જોરથી ખેંચી.

ધબ્બાક કરતોકને અજુ પડયો રાક્ષસના પલંગ પર.

બકરાક્ષસે એના હાંથપગ બાંધ્યા અને રામગોટીલો કરીને પલંગને પાયે બાંધી દીધો.

બીજે દિવસે બકરાક્ષસે પોતાની સ્ત્રીને કહ્યું : 'હું બહાર જઇને આવું ત્યાં સુધીમાં આ હરામખોર પોશિયાને મારીને તું એને પકાવી રાખજે. એ આપણો પક્ષીરાજ ઘોડો ચોરી ગયો છે.' એમ કહીને એ બહાર ગયો.

રાક્ષસની સ્ત્રીએ અજુના બંધ છોડ્યા.

એકાએક અજુ કૂદો અને એના હાથમાંથી છરી ઝુંટાવી લીધી. ઉપરાછાપરી ઘા કરીને એણે રાક્ષસની સ્ત્રીને મારી નાખી અને પોતે ઘુઘરીયાળી ચાદર લઇ ને નાસી ગયો.

'આ રહી એ ઘુઘરીઆળી ચાદર' એમ કહીને એણે રાજાને ચાદર આપી.

'ચાદર એકલીને શું કરે ?' રાજાએ કહ્યું. 'મને તો બકરાક્ષસ જોઇએ છીએ.'

'એ શી રીતે લવાય ?' અજુએ પૂછયું.

'તે તું જાણે ! ચાર દિવસમાં બકરાક્ષસને લઇ આવ નહિતર નાક કાન કાપીને અવળે ગધેડે બેસાડીને શૂળીએ ચઢાવીશું.'

આ પણ જબરો ત્રાસ ! એક ચીજ આણી આપે ત્યારે બીજુ કૈં માગે ને બીજુ આપે ત્યાં કહે કે ત્રીજુ હાજર કર !

અજુને માથુ નમાવીને હા કહેવી પડી. સત્તા આગળ શાણુપણુ શી રીતે ચાલે !

હવે બકરાક્ષસ અજુને સારી રીતે ઓળખી ગયો હતો એટલે અજુએ પોતાનો વેષ બદલી નાખ્યો.

એને કોઇ જુએ તો ઓળખે પણ નહિ કે એ અજુ હશે.

એ ગયો ત્યારે બકરાક્ષસ એક પેટી બનાવતો હતો.

'શું કરવા માંડયુ ? કાકા !' અજુએ ધીરે રહીને બકરાક્ષસને પૂછયું.

'પેલા અજુને પુરવા સારૂ પેટી બનાવું છું. બકરાક્ષસે જવાબ આપ્યો.

'અરેરે ! આ પેટી તો નાની પડશે. એમાં એ ઓછો સમાવાનો છે !'

'કોણે કહ્યું નાની પડશે ! ખાસ્સી હું સમાઇ જાઉં એવડી છેને.'

'હોય નહિ, હોય નહિ'

'શું હોય નહિ લે જો હું પુરાઉં છું.' એમ કહીને બકરાક્ષસ પેટીમાં પેઠો.

'હયો ! પેટીતો નાની છે !'

'નારે ! ના' કહીને બકરાક્ષસ બરાબર સંકોચાઇને પુરાયો.

અજુને તો એટલું જ જોઇતું હતું. એણે ધીરે રહીને ઢાંકણું બંધ કરીને તાળુ માર્યું.

રાજા પાસે પેટી લાવીને અજુ કહે :

'આ તમારો બકરાક્ષસ. એને પેટીમાં પુરી લઇ આવ્યો છું.' એમ કહીને એ ચાલવા માંડયો.

રાજાએ અધીરાઈથી પેટી ઉઘાડી.

ધુંધવાઈ રહેલા બકરાક્ષસે રાજાને ઝડપી લીધો અને એકે સપાટે સાફ કર્યો.

જતાં જતાં અજુ રાજાનો ઓરડો બંધ કરતો ગયો હતો એટલે રાજાને મારીને બકરાક્ષસ બહાર જઇ શકયો નહિ.

ચારે બાજુ ખબર પડી કે બકરાક્ષસે રાજાને મારી નાખ્યો છે ને બકરાક્ષસને અજયસિંહે કેદ કર્યો છે.

રાજકુમારી પન્નાએ અજયસિંહને વરમાળ આરોપી.

અને રાજાને કોઈ વારસ ન હતો એટલે અજયસિંહને ગાદી મળી.

બેઉ જણાંએ ખાધું પીધું ને મોજ કરી.

*